પ્રેમભક્તિ 卐 ગ્રન્થમાળા

# ગોપિકા

ન્હાનાલાલ દલપતરામ કવિ

ॐ शं नो सूर्य उरुचक्षा उदेतु ।
शं नश्चतस्रः प्रदिशो भवन्तु ।
शं नः पर्वता ध्रुवयो भवन्तु ।
शं नः सिन्धवः । शमु सन्तु आपः ॥ વેદઋચા

અમ શુભને કાજે સૂર્ય મહાતેજસ્વી ઉદય પામો !
ચારે ય દિશાઓ અમ શુભને કાજે હો !
પર્વતો અમ શુભને કાજે અવિચળ હો !
નદીઓ અમ શુભને કાજે હો !
પાણી પણ અમ શુભને કાજે હો !

વિ. સં. ૧૯૯૧ ઇ. સ. ૧૯૩૫

કીંમત દોઢ રૂપીઓ

## સુપુત્ર સૌન્દર્યના !

વિશાળ જનનું જીવિત, ટૂંકી બાંધી વરષો અંહી;
ગૂંથ્યા બહુ ય શુક્લપક્ષ ને કૃષ્ણપક્ષો મંહી.
નિહાળી ઉદયાસ્તની વીર ! પરંપરાઓ નરી,
સખે ! જીવનદેશમાં સુરાસુરની ઝાંખી કરી.

મહારજની સમ પડી, જૂથ જડી, તિમિરાંટવી;
અને ક્ષણિક એકાદ તુજ જગે તમિસ્રા હવી;
વીરા ! તમોદળ શમ્યાં, અતુલ તેજના ઓધ આ;
સખે ! અનુભવો અકથ્ય લીધ ત્હેં પ્રકૃતિશાસ્ત્રના.

વીરા ! નયન નીતર્યાં, ક્ષણક્ષણે ઝમ્યાં આંસુડાં;
અને હૃદય પ્રજ્જ્વળ્યાં જગતની વસન્તે વડાં;
અઘોર તપ તીર્થમાં તપ્યા તાપસી સ્નેહના,
અને તપોફળ લીધાં પરમ પ્રેમનાં પુણ્યનાં.

હસી સહજ ઉજ્જ્વળું વિમળ હાસ્ય સુહાસિની
અગીની ઝબકી ઝબક નયનમાં અમૃતવાસિની;
ઉગી ઘડીક કૌમુદી, વિરલ વર્ષી વર્ષા ગઇ;
અમાસ મટી પૂર્ણિમા જીવનદેશ સ્થાયી થઇ.

અનસ્ત દિન જામિયો પરમ પુણ્યનો, વીર હો !
તપ્યો સુભગ શુક્લપક્ષ તુજ તેજનો, ધન્ય હો !
ઉગી વિરલ કૌમુદી, ચિરસ્થાયી હૈયે વસી,
પ્રકાશ ને પીયૂષો તણી આશિષોને હસી.

ઘૂમ્યો કુરુક્ષેત્રમાં ધરી કીર્તિ કૌમારની,
સ્વીકારી શર ઉરમાં શરો કેરી શય્યા કરી;
નિવારી મૃત્યુ, વિદારી દ્રુત ગાઢ અન્ધારના,
ભણાવ્યું નવશાન્તિપર્વ ત્હેં, ભીષ્મ ઓ સ્નેહના !

સુપ્રભ કિરણો વડે નયનપોપચું ઉઘડ્યું,
પીધી મહાપ્રેરણા, દીઠું સ્વર્ગ ત્હેં સ્નેહનું;
પ્રકાશ કંઇ સાત્ત્વિકી, પીયૂષ લોકસંજીવનું,
માહાનુભાવી ! ધરી કરે પૈ સુજ છ સ્વર્ગ તું.

વિશાળ જગનો સમાજ ઉભલો પ્રથમ પાવડે,
વિમાન કૂંચી સ્વર્ગનાં ઘર છ ત્હેમને પાવલે.
નિહાળી પ્રભુભોમને બતાવ છ મનુજલોકને;
નમો, સુયશ સ્નેહના ! નમન સ્નેહસાધુત્વને.

સુપુત્ર સૌન્દર્યના ! અમૃત ! પુણ્યની પ્રેરણા !
મહાન તુજ ભાવના ભરી ગોપિકાગોપમાં.
વહી કિરણધાર જેમ શશી આ ભરે વિશ્વને,
સ્વધર્મ સ્મરી, સાધુ ઓ ! જગત રંક ઉદ્ધારજે.

# પ્રસ્તાવના

સંસ્કૃતિ ને પ્રકૃતિનો મહાસમન્વય
એ છે માનવકુળની કલ્યાણલક્ષ્મી.

અંક ૩ જો.

કવિતા એટલે આત્મસારંગીના સમસ્ત અનુભવતારોનો સ્વરોદય; અને સાહિત્ય એટલે સંસારગાથા.

ભૂત ભવિષ્ય કે વર્તમાનની સંસારગાથા એ સાહિત્ય. કોઇ ઇતિહાસ ઉકેલીને ભૂતકાળનો સારોદ્ધાર ગાય છે; કોઇ કલ્પનાઆંખે ભવિષ્યને નિરખીને આવન્તા આગમબોલ બોલે છે; કોઇ વર્તમાનને વાંચીને પડ્યા છે એ કાળઆંકડાને ઘૂંટે છે; અને કોઇ ત્રણે કાળની તેજછાયાઓ ગૂંથીને સાહિત્યસંસારનાં થર ઉપર થર માંડે છે.

પણ સહુ ગાય છે અનુભવઅભ્યાસનાં સ્વાત્મગાન. સાહિત્યકારો કલ્પનાના પતંગો ભલે ચાંદણીઓમાં ચગાવતા હોય; પણ સૌ પતંગ ચગાવનારાઓ ઉભા હોય છે નિજનિજની અનુભવઅગાસીઓમાં.

આ નાટકનું વસ્તુઆલેખન રચ્યું હતું વીશેક વર્ષો પૂર્વે; અને આ ગ્રન્થવસ્તુના શણના વણના રેશમના કે સોનારૂપેરી તાણાવાણા સાંપડ્યા'તા ત્હારના સંસારઅનુભવોમાંથી.

કોટેશ્વર સમીપની ઝરણરેખાઓ સમાં ઝીણાં ઝીણાં એ સંસારઝરણાંઓએ આ ગ્રન્થમાંની સરસ્વતીસરિતાને ભરેલી છે.

દુનિયાં વિશાળ છે, દુનિયાંના અનુભવો યે વિશાળ છે સૌને.

૨. આજથી વીસેક વર્ષો ઉપરની વાત છે. જગતપ્રસિદ્ધ ગુર્જરરાજવી જામ રણજીતનું પારેવાડા એક ન્હાનકડું ગામડું હતું. રાજકોટથી ચોટીલાની ધોરી સડકે ચૌદેક માઈલને અન્તરે જમણે હાથ ફંટાયે સ્વ. લાખાજીરાજ મહારાજના મઘરવાડા ગામને પા[illegible] થઈને પારેવાડે જવાતું. બેટી નદીને પશ્ચિમકાંઠે છે મઘરવાડા પૂર્વકાંઠે છે પારેવાડા. કાળમીંટની કટારો વેરી હોય એવા ધારા કાળાભમ્મર ખડિયાંઓમાં થઈને બેટી ત્યહાં વહે છે. બેટીથી ઉગમણી ને પારેવાડાથી દખણાદી ન્હાનકડી ડુંગરધાર છે; જાણે પારેવાડાનો ગઢ ઉભો. નદી ને ડુંગરાઓનો પ્રકૃતિપ્રદેશ, ઉઘાડાં ઉજળાં દિન આભ, આજની સંસ્કૃતિના મસ્તિઉછળાટપર એકાન્ત. ડુંગરાળ વગડાની વિજન ને કાળમીંટકાળી કંઈક ભયાનકતા, અરણી હાદેણીના જેવી ખડઅચડી ટેકાટળિયાવાળી વગડાઉ ધરતી: એવી એવી હતી પારેવાડાની મનોહારી ગુણવિશેષતાઓ. પેલા ગોલ્ડસ્મિથે વર્ણવ્યા ગામડા જેવું પારેવાડું ત્યહારે Deserted Village હતું; મહારાજ જામ રણજીતને વાર્ષિક બેએક હજારની વસુલાત માંડ આપતું.

પ્રથમે એ રાજકોટવતનીએ રાજકોટ સસ્થાન કનખલવાડાન અથ મધરવાડાની સીમ પટે માગી નિર્ણય થતા વાર લાગ્યે એ દેશપ ઉછરગીલા જુવાનડાએ સ્હામા કાઠાનુ પારેવાડા કેટનાક વર્ષોને પટે જામનગરેથી માગી લીધુ નગરશેઠનો ગરકારી પુત્ર એમ નવયુગનો ખેડૂત થયો, ને વાદળ નીચે વગડામા ડુગર છાપડે જઇને એણે નિજ તંબૂ ખોડયા

૪ છપ્પનિયા પછીના ને દાર ... નહિ તો અનાવૃષ્ટિની અધદુગળીઓ બેમે–ચારચાર વર્ષે આવ્યા કરતી રાજકોટનું મહાજન છે જીવદયાળુ, ગોઝારૂ નથી અને રાજકોટ એટલે કાઠિયાવાડનો ચોક અને ચોરો ત્હાના જગડૂ શાહના જૂના કોઠાના યે ભડાર એ ઋતુમા ઓછા પડતા જૂનવટના જોગન્દર ને દિનદરિયાળ ગમા થાણાદેવળીના મ્હોટપમાણના ન્હાનકડા કાઠીરાજવી શ્રી લક્ષ્મણ વાળાની ઉદારતાના આશ્રયે ખડ કાજે ત્હારે સોરઠના મહાજનો જતા એવી અધદકાળી ઋતુઓમા એ રાજવી નિજ ગીરપાગીનું સામટુ ખડ ધર્માદામા દેતા, અને થાણાદેવળીના ગોધણ ને ઘોડાહારને કાજે ખડગાસડીઓ વેચાતી લેતા રાજકોટનુ મહાજન પણ ત્હાથી ભાગ્યનો ભાગ પામી આવતુ લાખાજીરાજના રાજાણાના રાજમાર્ગો ઉપર પછી દુકાળિયા ઢોરના ત્હારે હજાર હજાર ધણ પથરાતા અને ત્હા હતી એક મિત્રમેનડી મોહન ને હાકરશીની, જાણે મહાવીર ને બુદ્ધ ભગવાનના દયાધર્મના બે બાળભ્ડા માદામા માદા, મરવાની આડે જીવતા, ઢોરોની એમની દુકાનની સ્હામે નવા નાકાના ઢાળે જમાત જામતી એમ મરતા ને જતન કરતા, જીવાડતા ને વેચતા, રાજકોટના મહાજનને વડે પાચનેક ઢોરની જમાનટ જામી હતી નગરશેઠના પુત્રે વિચાર્યું કે પારેવાડાની ગઢરોખી ડુગરધારમા વણવાવ્યુ ખડ અઢળક ઉગે છે, અને બેગીનો જળપ્રવાહ અખડ ખળખળતો વહે છે રાજકોટમહાજનનું જનાવરમડળ પારેવાડે ન્હોતરી જોઉ તો ઢોર સુખી થાય, મહાજનનો ખર્ચભાર ઉતરે,

ને પારેવાડાની સીમને સેંકડો ઢોરનું નિત્યનિત્યનું ખાતર મળે. સહુનો એ કલ્યાણમાર્ગ હતો. નગરશેઠના એ સ્નાતકપુત્રે નબળાં ને વહૂકેલાં ત્રણસેંક ઢોરને માગી લીધાં; અને એમ મહાજનનો માથાભાર હળવો કર્યો ને પારેવાડાની સીમ ફળદ્રુપ કીધી.

૫. નગરશેઠનો એ સ્નાતકપુત્ર સંસ્કારસોહામણો જુવાનડો હતો. બેટીનાં પાણી વર્ષે વર્ષે વહી જતાં, વેડફાઇ જતાં, એની આંખ સન્મુખે આવી હાથતાળી દઇને ભાગી જતાં એણે જોયાં હતાં. એને પારેવાડાની ધરતી મીઠી કરવી હતી. ધરતી મીઠી કરવાને એ જળપ્રવાહ એને ખપતો હતો. રાજાણાંને ગઢ છે એવો બેટીઆડો ગઢ મંડાય તો પારેવાડાની સીમ મીઠી થાય. છગનલાલને ત્હારે સ્વપ્નાં આવતાં તે જાણે પેલી કહેવતમાંના રંકનાં સ્વપ્નાં જેવાં હતાં; ઉગે એ આથમવાને કાજે ઉગતાં. કંઈ કંઇ સ્વપ્નદ્રષ્ટાઓનાં સ્વપ્નાં ધનના અભાવે ઉગતાં જ અસ્ત પામે છે. છગનલાલે જોયું કે બેટીનાં વહી જતાં પૂરને પાળવવાને પચ્ચાસ હજાર રૂપાડ્હોરનો ધીંગો પાળો માંડવો જોઇએ. તો બેટીમાંથી બારે માસ અખંડ નહેર વહેવડાવાય, તો પારેવાડાની ધરતીને મીઠાં જળ પાઇ મીઠી કરાય. એ સંસ્કારસોહાગી નવયુગના બેહૂને જામ રણજીતને અરજી કીધી કે મૂડી આપની અને વ્યાજ મ્હારું; ખારે માગરે વહી જતી બેટીને બાંધો. જામ રણજીત હતા ચક્કર આંખડીના ચતુર રાજવી. પોતે યે સ્વપ્નાં સેવતા ને કેટલાંક સાચાં પાડતાં, જામ રણજીને દૃષ્ટિ પડતાં જ દીઠું કે નગરશેઠનો પૂત છે કોક કારગી વહત, ને નિરખે છે અવનવાંના આગમભાવ. વ્યાજનો દર ઠરાવ્યો, અરજી મંજૂર કરી, બેટીના જળપ્રવાહને બાંધ્યો. રાજાણાંના સંસ્કારસોહાગી બેહૂને પારેવાડાને પાદર પછી ન્હાનકડા નાળા જેવડીક નહેર વાળી. વગડાઉ ધરતીને એમ એણે પાણી પાયાં ને મીઠી કીધી.

૬. પછી તો બાલમાંથી ઘઉં મંગાવ્યા, ગોંડળનાં ધોળરિયાં

મરચાં મંગાવ્યાં, ગલભરી રીંગણી મંગાવી, દૂધભરેલી ડુંગળી મંગાવી, ઠેઠ મોરેશિયસથી શેરડીનું બી મંગાવ્યું. પારેવાડાની દિશાદિશાની સીમના એણે વાંટા પાડ્યા, ને વાટેવાટે હાયહાયઉંડું ખાતર પૂર્યું. મહી સાંપડ્યાં એવાં સારામાં સારાં બી આણી રોપાવ્યાં. ઉપર મીઠા જળની સરવાણીઓ વહેવડાવી. પારેવાડાની ઉજ્જડ વેરાન સીમને એણે હરિયાળી ને હસતી કીધી. એ પાણી તો દૂધ જેવાં નીવડ્યાં. પારેવાડાના નવફેળવ્યા ખેતરવાંટાનું ઘોલરિયું મરચું ત્હારે થતું બાવીશેક તોલાનું; ડુંગળીનો દડો થતો સવાશેરેકનો; ભડદાનું રીંગણું થતું એકશેરેકનું; મૂળાના દડ નીકળતા હાથરોખા; શેરડીનો સાંઠો થતો પચ્ચીશેરેક શેરનો.

૭, અને પછી તો રાજકોટની શાકમજારમાં પારેવાડાના બકાલાંનાં ગાડાં ઠલવાવા માંડ્યાં. અમારે ત્હાંથી બેટીપાયા ઘઉંની ગુણોની ખરીદી થઈ, મૂળા મોગરી કાકડીના સુંડલા અમને ભેટ આવતા. રાજાણાએ જાણ્યુ કે નગરશેઠના મંસ્કારસોહાગિયા પુતરે ગામ ઇજારે રાખ્યું અને ધરતીને મીઠી કીધી.

૮, પછી તો એકાદ દિવસનો અણોજો પાળવાને પણ હું પારેવાડે જતો. સંગાથે કોક વેળા કાઠિયાવાડ એજન્સીના દફતરદારને નવયુગની ખેતીવાડી દાખવવાને લઈ જતો, તો કોક વેળા શ્રી લક્ષ્મીદાસ રવજી તેરસી જેવા મુમબઈના મહેમાનને મુમબઈમાં અણદીઠું દાખવવા ત્હાં લઈ જતો. મોટર ગાડી અમારી મધરવાડાની સીમમાં ઉભતી; બેટીનાં વ્હેણ ને પાણકા ઉતરી પૂર્વકાંઠે પારેવાડે અમે પગપાળા જતા. પાણકોરાની ધોળી ઈજાર; ખાખી રંગનો સોલ્જરી હાફકોટ; માથે સોલા ટોપીની છત્રછાયા; અને દેદટોડવા સમા સ્કન્ધેથી લટકતી હિલોળા ખાતી રફલઃ બેટીના વ્હેણના વિજન વગડામાં એવે વેશે અમે નગરશેઠના પુત્રને આઘેથી અણસારે ઓળખતા; જાણે નવયુગનો કો ભમતો રોબિનસન ક્રૂઝો. રાજવી કો નિજમાંડ્યાં રાજમન્દિરો

દાખવે એ ભાવે ઉભા મોલઉભરાતા હરિયાળા વાંટા અમને એ દાખવતો, ને દિનના ઉભરા ને ઉછરંગ હાનવતો ગ્સોઈ થાય ત્હા તો ખેતીના ખરણના વિવવિધ ફૂલોનો થાકદાગણુ ફનાહાર અમને એ ધગાવનો આનન્દઉભરાતા ને આશ્ચર્યપ્રસન્ન ચિત્તે ભાઈ તેરસીએ એક વેગા કહ્યુ કે એક લાખની લીમીટેડ કંપની કરતા હો તો પચીસ હજારના શેરો મ્હારા ભરજો ધરતી પૂતરના સંતોષી સ્વભાવે ભાઈ છગનનાને સાભાર ના પાડી પારેવાડાનુ દૂધ પીતા મહી માખણના ડપુ તરતા પેખાતા પારેવાડે જવુ એ અમારે ત્હારે આનન્દયાત્રા હતી

૧૦. એવા સતસંગોએ ત્હારે મ્હને યે કંઇક અંકુર ફૂટયા હતા. વીસમી સદીના પ્રથમ દાયકામાં રાજકુમાર કોલેજમાંની રજાઓમાં પ્રો. ગજ્જરને ત્હાં મુંબઇ અમે જતાં ત્હારે એ મહાન સ્વપ્નવિહારીને ત્હાં The Garden Cities of Englandનો સચિત્ર ગ્રન્થ વાંચ્યો હતો, અને બોર્નવિલ ને પોર્ટ સનલાઇટ સમાં આજનાં નવગામડાંઓ સરજાય છે એ દીઠું જાણ્યું હતું. મોતીધોવણની નિજ ઘેર આવંતી ઉછળતી લક્ષ્મીછોળોને પેખીને પ્રો. ગજ્જરને ગોવર્ધનરામભાઇના મનોરાજ્યમાંનું કલ્યાણગ્રામ મુંબઇમાં ખડું કરવાનો મહદભિલાષ જાગ્યો હતો. અને મ્હારો તો અભિલાષ હતો ભુજ ગજ પ્રમાણેનો. સૌરાષ્ટ્રમાં ત્હારે સેવાસમાજોનો યુગ હતોઃ સેવાસમાજોની આકદશેક લોકસેવાની ફૂલવેલીઓ સૌરાષ્ટ્રે વવાઇ હતી. અને પછી નોકરીને અંગે શાળાનિરીક્ષણની સફરોમાં વારંવાર વઢવાણ કાંપ મ્હારે જવાનું થતું. વઢવાણ કાંપ એટલે સૌરાષ્ટ્રનું મુખદ્વાર. વઢવાણ શહેર એટલે દલપતકુળનું વતન; અને ધ્રાંગધ્રા એટલે સ્નેહભાવ રાખતા હેતાળ રાજવી. વઢવાણ કાંપની કનેના એ એકાદ સંસ્થાન કનેથી એકાદુક ગામડું માગી લઇ, બોર્નવિલ કે પોર્ટ સનલાઇટ તો નહિ—એટલું અઢળક નાણું ઢોળવા આપણી કને રહ્યું નથી—પણ એમની છાયા સમા Ideal Village ની વ્યવહારોપયોગી, કલાત્મક, ને આરોગ્યવર્ધની ગામરચના રચવાનો મનોરથ ત્હારે મ્હને જાગ્યો હતો. પણ ધાર્યું ધણીનું થયું, અને '૨૧ બેસતાં મ્હારો સૌરાષ્ટ્રવાસ પૂરો થયો. સર્વે યે મનોરથો ફ્ળ્યા હોય એવો કો સંજોગસ્વામી કાળને ખોળે જન્મેલો કોઇએ દીઠો હોય ને દાખવશે, તો અભિવન્દન વંદીને હું પ્રણમીશ એને.

૧૧. અને વિદ્યાદાનની સાર્વત્રિક્તાનો તો સાચેસાચનો શારદ યજ્ઞ સૌરાષ્ટ્રના એક ગામમા અમે આદર્યો હતો. દરબાર શ્રી ગોપાળદાસ એ શારદ યજ્ઞના યજમાન હતા; બ્રાહ્મણભાવે હું એ શારદ યજ્ઞનો આચાર્ય હતો. સૌ. ભક્તિબા ને સૌ. માણેકબા અમારી સહચારિણીઓ હતાં. ઢસા ગામની પન્દરસોની વસ્તી હતી. એ પન્દરસોની

વસ્તીમાં પાચ શાળાઓ અમે ઉઘાડી હતી, એક બાળશાળા, એક બાળિકાશાળા, એક ઇગ્રેજી શાળા, એક અન્ત્યજશાળા, અને એક રાત્રીશાળા એકમે વર્ષમા દસામા પુરુષપ્રાણી કો અક્ષરશૂન્ય રહે નહિ એ અમ શારદ યજ્ઞનો શુભારંભ હતો રાયસાંકળીની કન્યા શાળા ઉઘાડવાને દરબારદપતીએ રાજકોટથી માણેકમાને ન્હોતર્યાં હતા. એ શારદયજ્ઞની પૂર્ણાહુતિ ઉજવાય એ પૂર્વે તો કાળયોગ પલટાઇ ગયા અને દરબાર શ્રી અને હું સહકુટુબ સૌરાષ્ટ્રની ભાગોળ છોડી નીકળ્યા

૧૨ કલાપીના ફૂટાયા કુવરનો ખાનગી શિક્ષણભાર રાજકુમાર કૉલેજમા મ્હને સોંપાયો હતો કૉલેજમા તો કુવર ભણ્યા એમના રાજપિતાના જેટલુ પણ ભનપણે એ રાજપિતાનું વારસે ઉતરેલું છે એમનું મોસાળ જાદવકુળમા કોઢડામાગાણીએ ભાણુભાના આગ્રહે પ્રથમ વારકો હું કોટડે ગયો ત્હારે ત્હાં નવરાત્રીનો જગમાનો ઉત્સવ ઉજવાતો હતો ભાણુભાના મામા સ્વ મૂળવાજી ઠાકોર સાહેબ ધર્મશીલ પુરુષ હતા નવરાત્રીએ નવરાત્રીએ નવ રાનીઓનો એમને દ બાર મ્હોટો ધર્મોત્સવ ઉજવાતો માતાનો અહિંસા યજ્ઞ થતો વાદળી હીરા ટમકે એમ રાનીની ગતો એકતાગ ત્હાં ટમટમતા, કરતાલો ઝમઝમતી, ભજનમડળીઓની રમઝટ જામતી રાજપુતો દાંડિયારાસ રમતા, દીપમાળા રાત્રીનો દિવસ કરતી યદુવશી મૂળવાજી ઠાકોર સાહેબ ગોવર્ધનધર કૃષ્ણચન્દ્રની પેઠે પરમ ગોભક્ત હતા એક સવારે પ્રથમ પ્રહરે દરબારગઢમાના બીનરિયા ચોકમા અમ મંડળ ઉભુ હતું ચોક વચ્ચે એક વૃક્ષ હતુ વૃક્ષ ફરતો માથોડા ઉચો ઓટો હતો ઓટે અમે ઉભા હતા, નીચે ચોકમાં, રાજપૂત રીતિએ પડેડી પહેરીને ને ઉત્તરીય ઓઢીને, મહાભવ્ય–રાજવૈભવ કરતા વૈરાગ્યને મૂળવાજી શરદુત્સવે અધિકો સન્માનતા–અગે ધારીને ઠાકોર સાહેબ ઉભા હતા વાસગી જેવડોક રૂપાજુરિવાજો વાસનો પ્હેરોણુલો હાથમા હતો ગોધણને ચરવા જવાની વેળા થઇ હતી,

એટલે પાછળની વંડીનો દરવાજો ઉઘડ્યો, અને મંહીંથી હીંસતું
ભણકતું પચ્ચાસેક ગાયોનું ધણ વછૂટ્યું. ઉંચી શીંગડીએ ને મદઝરતી
ખરીએ રાજગઢની ગોમાતાઓ, શ્રીમદ્ ભાગવતમાં વ્રજમાંનાં ધણ-
વર્ણન છે એવી, ઉછળતાં અંગોએ આવી. ગોધણ કૃષ્ણ ભણી ધોડતાં,
એવું એ ગોધણ ઠાકોર સાહેબ ભણી ધોડ્યું. બેએક બીજી છલગો,
ને જાણે શીંગડીએ પરોવશે એમ ભાસતું. ત્ય્હાં તો, જાદુગર કો
જાદુઈ દંડ ઉપાડે એમ, ઠાકોર સાહેબે પેલો પ્હરોણાલો ઉંચો કીધો.
શિક્ષકવર્યના અંગુલિનિર્દેશે શિષ્યવર્ગ જેમ ઉઠે કે બેસે, દોડે કે
ઉભે, એમ ગોધણ થંભી ગયું ઠાકોર સાહેબ મૂળવાજી એ ગોધણના
ગોપરાજ હતા; સ્વહસ્તે ગોધણને ન્હવરાવતા, નીરતા, પૂજતા. પછી
તો કુળમાંડવરેથી બોલાવે એ સન્તાન આવે, એમ ઠાકોર સાહેબ
નામ દે એ ગોપુત્રી આવતી નિષ્પુત્ર મૂળવાજીનું એ ગોધણ કુળ-
મંડળ હતું એ યદુવંશી–જાડેજા ગજની કુળપ્રવર કૃષ્ણચન્દ્રની કુળ-
ચેષ્ટાનું તદ્રૂપ સન્તાનપુષ્પ હતા, અને એમનો દેહ પણ અન્તે
કૃષ્ણતીર્થમા પડ્યો. મૂળવાજી પ્રભાસની યાત્રાએ પધાર્યા હતા.
પ્રભાસમાં હીરણને કાંઠે છે કૃષ્ણચન્દ્રનુ દેહોત્સર્ગનું તીર્થધામ. ત્ય્હાં,
કુળપ્રવરની છાયામા, મૂળવાજીએ ચિતા ખડકાવી ને પોઢ્યા.

૧૩ ગોંડળ રાજ્યની જમાવટના રચનાસ્વામી ભા કુંભોજી
કહેતા કે ખેડૂત તો મ્હારા સોનાના ઝાડવા છે ભાવનગરના ગોહીલ-
વંશના સ્થાપનાર વિશે દન્તકથા છે કે ઘોડીએ બેશીને માર્ગે જાતા
હતા ત્ય્હાં ખેતરમા એમણે અચરજ દીઠુ. એક પા પુરુષ ને બીજી
પા સ્ત્રી ભારરેંકડીએ જૂને એ આજ તો અમદાવાદની સડકો ઉપરનું
નિત્યદર્શન છે; ત્ય્હારે એ આશ્ચર્યદર્શન હતું. ખેડૂત હળ હાંકતો
હતો; ને હળની ધૂંસરીએ એક પા જૂતેલો હતો ધોરી ને બીજી
પા જૂતેલી હતી નાર. એ જોઇ Chivalry ના પ્રતિમાસ્વરૂપ
રાજવીએ ખેડૂતને પડકાર્યો કે એલા! આ શુ કૌતુક માંડ્યુ છે? ખેડૂતે
રાજવીને ઓળખ્યા નહિં, ને સ્હામી હાકલ દીધી કે દયા આવતી હોય તો
આવ, ને જૂત ધોરીને ધોસરે. એ પડકારે રાજધુરંધર ઘોડીએથી

ઉતર્યા ઘોડીને ઝાડે બાધી, સ્રીને સ્થાને હળધૂ મરીએ ધુરન્ધર થયા, અને એમ પહોરવાર ત્યહા ધરતી એડી પછી ઘોડીએ ચ્હડીને માર્ગે પડ્યા દતકથા કહે છે કે રાજધુરધરે એડેના એગના ચાસમા મોતીના દાણા પછી ઉગ્યા હતા.

આવી દતકથાઓ અને એમાના ઇતિહાસો કઇ ત્યહારની રાજપ્રજ નતાના લક્ષ્મીભડાર છે ઇતિહાસ ઉચ્ચરે છે કે એવા પ્રજાપ્રેમક રાજવી રત્નો સસ્થાનો સ્થાપતા રાજસિહાસનો માડતા, અમરવેની ભમી વરાવેનડો વાવી જતા

૧૪ કૂવાકૂવાના પણ પ્રકારાન્તરો છે ભમરિયો કૂવો એટલે સરિત ભમરીની પેઠે વમળ ( ભમરી) ખાતા પગથિયાવાળો કૂવો ઇસ્કૂના જેવો ચક્રાવો ખાતી પત્થરનીમરણીઓ ગુજરાતની વાવોમા છે અને મહેમદાવાદની મીમમ અને અમદાવાદથી જેતલપુરને માર્ગે જતા ચડોળા વટાવ્યા પછી સડકને કાઠેજ એક એક ભમરિયો કૂવો આજે યે છે મહાન વાવોમાં યે ઠેકને કોઠે ઉડા કૂવા હોય છે અને દડ ગામા જળવિહાર કાજેનો એક ન્હેરો કૂવો જોયો હતો પહોળાં પાટ જેવા પાણી અને મચાળાના પગથારના મધ્યભાગે એ મહાકૂપમાં ઝરૂખો કોરેલો હતો પણીમા તરવાને ઉપર પગથા રેથી ધૂબકો મારનાર ધ્યાબાજ એતુક અદ્દગવાસે પદ્માસન વાળતા અને એવા ક ઝક કાટપૂળે પાણીપગથારે પડતા કે માથોક ઉચી જળજાળક ઉછળીને ઝરૂખે બેઠેવાઓને જળનીતરતા તરબોળ કરતી ચુડા પાસેના એક કૂવાને એકીમંગાથે ચોવીસ કોસ જોડાતા અહીંમો કૂંપવાને અને કેટલેક ઘેર નાળકૂવા-Tube-wells રાજ કોટમા થયેલા દીઠા છે વીરમગામનો પાતાળકૂવો તો હવે દેશ જાણીતો છે

૧૫ ઘડની ભીડી કરવાનાં યે સારાં વિધાન છે પોરબન્દરને ઉત્તર પડખે એક ન્હાનકડી ખાડી છે એ ખાડીમાં થઇને સાગર બરતીદિવસે કે દિવટનાં ફરી વળતી, અને બરતી ઉતરી જાયે

પાછળ વિશાળા પૃથ્વીપગથારે ખારના પોપડા પાથરી જતી. કોક દષ્ટિવન્તાએ એ દીઠું કે એ ખાડીની ભરતીવેળ વડા ધરતી વિસ્તારનો ખારો પાટ કરી જાય છે. ત્રણેક હાથ ઉંચેરો ત્ય્હાં પાળો બંધાવ્યો; એ પાળાએ ભરતીવેળને ખાળી, અને વર્ષો વીત્યે એ ખારી થયેલી ધરતી પાછી મીઠી થઇ કોક દીર્ઘદષ્ટિવન્તાએ બાંધેલા એક ન્હાનકડા પાળાએ મહારાણાની કેટલાં યે ખેતરવા પૃથ્વી મીઠી કરી છે.

૧૬, આ નાટકમાંનું એકકે પાન કે પ્રસંગ ઐતિહાસિક નથી. છતાં જેમ પગીની પ્રતિમામાં લીમડી રાજ્યના ત્ય્હાંના રખેવાળ રાજપગીની કે આકરામાણ માયના વેણુછોડતા ખેડબ્રહ્માના કેમગ મુખીની છાયા જાણનારાઓ કદાચ જોશે ખાખચોકના ખાળીમાં લક્ષ્કમન્ધ લંગોટધારી બાળી મોહનદાસ બાવાનો પડછાયો કોક પરખન્દા પારખશે વર્ણ્નગ તો —પ્રધાન ભાવે-નામે ને ગુણે પેલી ચોરવાડની ચારુવાટિકામાંથી વીણી લીધેલો અંજનીજાયો છે એ અયોધ્યાપુરીના પહિયારજી રામચન્દ્ર હતા, વજ્રાંગ એ રામચન્દ્રજીનો હનુમાન હતો પર્તત છે વજ્રાંગનો ન્હાનેરો ભાઇ ઓક્ષફર્ડ-કેમબ્રીજમાં ભણી આવેલા, પ્રજાસેવક થવાના કોડવન્તા પાંચેક રાજકુમારોને હું ઓળખું છું. પૂરે ચ્હડ્યો વોકળો તરતી ને આસાશિખરે ચ્હડી બેસતી છગોરાળાના આસાનાડિયામાની આભારખેત્રાળણ બાળકીની ક્ષણપરિચિત રૂપરેખા મુંબઇના હિન્દુ સ્ત્રીમંડળના ને ભગિની સમાજના ત્ય્હારના મન્ત્રિણીજીઓ વીજળીમાં કદાચ શોધશે ગામની પરવાડે થઇને રેલગાડી દોડે, ત્ય્હારે અંજીનપાવાથી ગામડુ ઘડીક જાગે, અને પછી પાછું ગામ જાણે ઉંઘી જાય; એ તો સહુએ દીઠેલું લોકદર્શન છે પૂર્વમાં કે પશ્ચિમમાં ગામડાં ને શહેરો બધે યે સરખા ઘાટફેર ખરો, જાતફેર નહિ જેવો ઘંટી ખાણિયો સૂપડું સાંબેલું ચારણી વેલણ ધોમકણું આપણા ગૃહઉદ્યોગોની ગૃહિણીની એ સનાતન સાધનસામગ્રી અને કુલયોગિનીની કુટુમ્બસેવાના શ્રમમહિમાની

મ્હારી લેખમાળા ૧૯૧૯ મા છપાઇ હતી ( સંસારમન્થન, પા ૫૧ ) વડલાનો ને વનના આમન્ત્રણનો રાસ ઇસ્વી ૧૯૨૨ ના ઓગસ્ટમાં લખાયેલા છે જયા-જયન્તમાંના રાત જોવ શરદ અને એક જવાલા જલે તુજ નેનનમાં એ ગીતોની પેન્સિલરેખાંકિતના પાનિયાંઓ પછવાડે ગોપિકાની વિચારણાઓની નોંધ ૧૬-૧૨-૧૩ ની કોતરેલી આજે યે વાંચુ છુ ગોપિકાની ભાવના જયા-જયન્તજૂની છે જયા-જયન્ત '૧૨ મા લખાયુ ને '૧૪ મા છપાયુ હતું ૧૯૧૦ થી ૧૯૨૦ ના દાયકામાના કેટલાએક અનુભવો અભિનાયો ને ભાવનાઓની, ત્હારે દીઠેલા માણેના કલ્પેનાની આ નાટકમા આછીપાતળી કે ઘેરીગાઢી ફૂલગૂથ ણીઓ છે પછી એમા નવનવા રંગો નથી પૂરાયા એવુ નથી ગજવન આંબને વર્ષે વર્ષે નવી કુપળો, નવા મ્હોર, નવી આખો પ્રગટે છે એ સર્વસુલભ અનુભવ છે

૧૭, પૃથ્વીનાં પડમા હરિએ અખેપાત્ર મૂકેલાં છે, ટોપને ને ટોપરો લેતા યે અખૂટ મ્હેરો દરેક વર્ષો ઉપર વડવાણ કાંપમા પ્રાણી ક્ષક પરિષદ મળી હતી સૌરાષ્ટ્રી ગણી મ્હને પ્રમુખપદે નોતર્યો હતો કારણ હતું કે ધરતી માતા એ આપતી હોય ત્હા ચાર માની ત્યો ગોપે ત્હેને જડે છે હિન્દનો મ્હોટામાં મ્હોટો ગ્રામઉદ્યોગ કૃષિકલા છે મ્હોટામા મ્હોટો મિલ્કતદાર કૃષિકાર છે કૃષિકાર પકવે છે તે નાયક જગત જમે છે હમણાં વાચ્યુ કે પ્રજાસત્તાક સ્પેઇને કૃષિકના સુધારીને પૃથ્વી કનેથી પાચ ગણું ઉત્પન્ન લીધુ જમીન મહેસુલ ઘટાડાવવાનો કુમેશ થાય છે, પણ ૫૦-૬૦ વર્ષના આયુષ્યભરમા એક ખેતરે પૂરું ખેડયુ નથી એવાઓ નિજને ખેડૂત કહાવે છે ! ભલે પણ મહેસૂલ ઘટાડાવવાની ઝુમેશ કરતા જમીન ઉત્પન્ન વધારવાની ઝુમેશ સોમા ગે ભાગની કાં થતી નથી ? હિન્દમાં એકરે ૧૫૨ શેર ઘઉ પાકે છે, જાપાનમાં એકરે ૧૫૦૮ શેર ઘઉ પાકે છે ૨૦ ટકા મહેસૂલઘટાડાથી ખેડૂતના કેટલા ભાગશે ? કે રહિતાઓ

છેલ્લી પંચવર્ષોમાં લીધેલા ૨૭૫ ટકા ઉત્પન્નવધારાથી ખેડૂતનાં ખળાં ઉભરાશે ?

ખેડૂત રાજા ! ધરતીને મીઠી કરો, ને એકના ચાર માગી લ્યો.

૧૮, પણ ધરતીને મીઠી કરવાને જોઇશે મીઠા મહેરામણ. મીઠા જળના મહેરામણ સંભરવાનો મન્ત્રોચ્ચાર ચાળીસ-પચ્ચાશેક વર્ષ પૂર્વે સૌરાષ્ટ્રે સંભળાતો; હમણાં એ શબ્દ સમાઇ ગયો છે. સમશેર હીરો માનવી અને ધરતીને પાણી એ પ્રાણ છે. સૌરાષ્ટ્રમાં ગાગડિયા બહુ ગાજે છે, ને ગાજી ગાજીને વહી જાય છે. વર્ષોવર્ષ ને વર્ષો પૂર્વે એ દીઠેલું; અને ત્ય્હારે કહેલું કે ભાવીને ભાળતા સ્વ. આલા ખાચરે ભાદર બાંધીને જસદણને પાદર યોજન વિશાળું આલણસાગર કીધું છે એવાં યોજને યોજને નદીઓનાં સરોવરો કરો; ઝાલાવાડ ગોહીલવાડ હાલાર લીલી નાઘેર સમા લીલાંછમ થશે. અમરેલીની નદીને બાંધી છે, પણ સરિતપાળ પૂરાઇ ગઇ છે; અને તેથી નદીનું સરોવર બનતું નથી; માટે પાળરેતી ગાળ માગે છે: જે મધરાતે નદી વચ્ચેના લંકેશ્વરનાં મન્દિરદ્વાર ઉઘડાવીને મધ્યરાત્રીની ચન્દ્રિકામાં ઉઘાડા આભ નીચે ખાખીમુખેથી બ્રહ્માનન્દજીનાં હિન્દી ભજનો સિતારીના કલનાદ સંગાથે સાંભળ્યાં હતાં એ અવસરના અમરેલીના મુલાકાતપ્રસંગે અમરેલીવાસીઓને એ હકીકત કહી હતી. સાંભળ્યું છે કે આજે યે પરિસ્થિતિ ત્ય્હાં એની એ જ છે. અને છેલ્લો પ્રસગ હતો ગઇ વર્ષામાં. ગયે વર્ષે ઓગસ્ટ માસમાં મુંબઇથી વળતાં પ્રેમાનન્દનગરીના આજના સાક્ષર રત્ન શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઇને ત્ય્હાં નવસારીમાં એક દિવસ ઉતરવાનું થયું હતું. કેટલાંક વર્ષોથી નવસારી પ્રાન્તમાં વર્ષોવર્ષ ઉજવાતો ગ્રામસુધારણાનો ઉત્સવ ત્ય્હાં ત્ય્હારે ઉજવાતો હતો. પંડિત જવાહીરલાલ ત્ય્હારે કહેતા કે ઘરડી ડોશીઓ ગ્રામો-દ્ધારણાની વાતો કરે છે ! બપ્પોરે એએક વાગતાં નવસારી ઉતર્યો, અને ઉતર્યો ત્ય્હારે ખબરે ન હતી કે ઉત્સવમાં જવાનું છે. ચારેક વાગતાં તો ઝડપીને મરોલી લઇ ગયા. મરોલી ગયે ત્ય્હાંના છાપેલા

ગ્રામનિવેદનમાંથી જાણ્યું કે સાગરકાંઠાના એ ગામડામાં ખારા પાણીના કૂવા ઘણા હતા, મીઠા જળનો કૂવો એક જ હતો. ગ્રામો-દ્ધારણોનો પરમ મન્ત્ર, ધરતીને મીઠી કરી વસુન્ધરાની મીઠપ માણવાનું ચક્રવર્તી સૂત્ર ગામલોકને વળી ત્ય્હાં કહ્યું કે ખારી ધરતીને મીઠી કરવાને મીઠા પાણીના કૂવા ગોડાવો.

કચ્છના રણમાં હો કે ગુજરાતની કુંજોમાં હો, મીઠડાં જળ તે જીવન છે.

કવિધર્મ મન્ત્રોચ્ચારનો છે. મન્ત્રોચ્ચારમાંના સત્યાસત્ય અનુસાર પ્રજાજન પછી મૂલ મૂલવશે.

૧૯. ગામપંચ, પોળપંચ, લોકપંચ એ કાંઇ નવયુગની નવસંસ્થાઓ નથી. પાલવાસી (Nomad) દશામાં યે માનવકુળમાં લોકપંચ હતાં. ગામ વસ્યાં ત્ય્હારથી ગામપંચ બન્ધાયાં છે. ૧૯૨૨ ની સાલ હતી, અને અમદાવાદના ત્ય્હારના સાહિત્યરસિયા ને સુજનતાસુવાસી કલેક્ટર મિ. ચેટફિલ્ડ સાથે એકદા વાતચીત ચાલતી હતી. એમણે કહ્યું: મ્યુનિસિપાલિટિ બ્રિટિશ કાયદાનું ફળ છે, કાયદો એણે પાળવો જ જોઇયે. ઉત્તર વાળ્યો કે એ અધૂરા ઇતિહાસ છે. સૈકાઓથી અમદાવાદમાં પોળ-પોળનાં પંચ છે, ધંધાધંધાનાં મહાજનો (Guild) છે, અમદાવાદના નગરશેઠ એટલે સકળ મહાજનમંડળના Lord Mayor; અને નગરશેઠનો વંડો એટલે અમદાવાદનો Guild Hall. પોળનો કૂવો સમરાવવાને કે પોળિયાના મેડાનું છાપરૂં સંચરાવવાને વેરો ને નળિયાં ઉઘરાવવાને પ્રથમ પોળપંચ બેઠું તે તિથી અમદાવાદમાં મ્યુનિસિપલ જીવન છે.

નદીઓ કિયા દેશમાં નથી? તેમ લોકસંસ્થાઓની સરવાણીઓ પણ કિયા દેશમાં નથી? ગ્રીસમાં રોમમાં બ્રીટનમાં, તેમ જ કપિલવસ્તુ ને કૌશાંબીમાં, પૃથ્વીજૂની નદીઓના જેવી, લોકસંસ્થાઓની સરવાણીઓ પ્રજાપ્રજામાં યુગયુગથી વહે છે. એ તો છે પ્રાકૃતિક માનવસ્વભાવની સર્વવ્યાપી સરવાણીઓ; એ તો છે સનાતન માનવતાના આત્મબોલ.

૨૦, વાંચક નરનાર ! આવી આવી જીવનકથનીઓ તો નહિ, પણ હેમનામાંના પ્રેરણાકિરણોનાં કંઈ કંઇ આછાંપાતળાં કે ઘેરાં ગંભીર રંગચિત્રામણો આ નાટકમાં નિરખાશે. મ્હારા એકે કાલ્પનિક ગ્રન્થમાં કોઇ પાત્ર કે પ્રસંગ ઐતિહાસિક નથી. પણ અનુભવોને વેગળા મૂકીને કોઇથી યે લખાયું છે ? ગ્રન્થકારોના સ્વાત્માનુભવોનાં તેજઅંધકારમાં ગ્રન્થોનાં પ્રેરણાકિરણો છે; અને એ કિરણમંડળને ગૂંથી ગૂંથીને ગ્રન્થકારો ગ્રન્થોને ગૂંથે છે. મ્હેં તો વારંવાર ઉચ્ચારેલું છે કે કૂવામાં હોય એ હવાડામાં આવે, જીવનમાં હોય એ ગ્રન્થોમાં ઠલવાય.

૨૧, ઓણસાલ મુંબઈમાં શ્રી પ્રેમભક્તિ વસન્તોત્સવ મંડળે વસંતોત્સવ ઉજવ્યો હતોઃ અને એને અંગે પેલો 'અશક્ય'ને શક્ય કરતો, ગીતમાધુરીનું દર્શન કરાવતો, ગુજરાતને ડોલન શૈલી બોલતાં શીખવતો જયાજયન્ત નાટકનો નાટ્યપ્રયોગ લજવાયો હતો. પ્રેક્ષકવર્ગે ત્હારે પાંચ બક્ષીસચન્દ્રકો નટમંડળને અર્પ્યા હતા. સારી યે વસન્તઋતુમાં એ નાટકના પડઘા બોલતા ગોપિકાની ભાવના ન્હાના ન્હાના રામ ને ભગવદ્‌ગીતાની પછીની ને જયા-જયન્તના રચનાકાળની છે. ગઈ વસંતમાંના જયા-જયન્તના પડછન્દવાએ વીશેક વર્ષો ઉપરના એ ભાવોને પાછા જગાડ્યા, ત્હારની એ વિચારણાઓને વળી વ્હેની કરી, સુષુપ્ત થયેલાં કલ્પનાચિત્રોને સચેત કીધાં. દીપકજ્યોત દીપકજ્યોતને પ્રગટાવે, એમ જયાની જ્યોતે ગોપિકાની જ્યોતને પ્રગટાવી. બ્રહ્માંડભરમાં ઠામઠામ બ્રહ્મવિભૂતિઓ વેરાયેલી છે. એમાંની કંઇક પાંખડીઓ વીણેલી મ્હારી અનુભવછાબમાં પડેલી હતી. એ પાંખડીઓને પછી યથાશક્તિમતિ કવિતાકલાના સોનારૂપેરી તારોમાં ગૂંથી ગૂંથીને, પ્રથમ આંકડા પડ્યા પછી બાવીસે વર્ષે, આજ આ નાટક ગુજરાતના કરકમળે ધરૂં છું.

શ્રી પ્રેમભક્તિ વસંતોત્સવ મંડળે ભજવેલા જયા-જયન્તના નાટ્યપ્રયોગે ગુજરાતને આ નાટક અપાવ્યું છે.

ચૈત્રી પૂર્ણિમા, સં. ૧૯૮૧ ન્હાનાલાલ દલપતરામ કવિ

## અનુક્રમણિકા

## પાત્રો અને સ્થળકાળ

સ્થળઃ રામેરિયાની સીમ

કાળઃ વસન્તપંચમીથી અક્ષયતૃતીયા

| સ્ત્રીપાત્રોઃ— | પુરુષપાત્રોઃ— |
| --- | --- |
| ગોપિકા | તારણુહાર |
| વીજળી | ખાખચોકના ખાખી |
| આશા | જોબન પગી |
| કેસર | વજાંગ |
| ડોલર | પર્વત |
| વસન્તબા | ગામોટ |
| મોહિની | વામનરાવ |

સહિયરવૃન્દ, ગામશેઠ, ગુમાસ્તો, લોકમેદની વિ. વિ.

નેપથ્યમાંનાં અદૃશ્ય સૂચકપાત્રો

| | |
| --- | --- |
| સાધુકુંજની સાધ્વી | દેશના રાજવી |
| મુંબઈની શેઠાણી | મુંબઈના શેઠ |
| મહેતીજી | |

# પ્રવેશક

---

## વસન્તપંચમી

( વાદળી ઉતારીને પાથરી હોય એવું સરોવર લહેરિયાં લેતું હતું. એના પાળબાંધ્યા ઘાટે ઘટાપલ્લવલપ્પાતું રામમેરિયું ગામ ઘટાઝાળીઓમાંથી ઝબકતું; સ્હામા કાંઠાની ન્હાનકડી ભૂશિરો ને અખાતોને આરે આંબાવાડિયું ડોલતું; અને આંબાવાડિયાની એક ભૂશિરને અણીઅગ્રે વેલીછાયા લીલા વાંસની પર્ણકુટી હતી. આઘેના એ સરોવરઅખાતના મુખદ્વારે ગામલોકનું સનાતન વિશ્રામધામ—સ્મશાનભૂમિ હતી, ને ત્ય્હાં સમીપમાં ખાખીનો ખાખચોક હતો. દેવોદ્યાનમાં દેવર્ષિનું દેવમન્દિર હોય એમ ખાખચોક વચ્ચે ટેકરીમાથે ખાખીની છત્રી ઉભેલી દીસતી. પ્રાચીન દુનિયાની અડધી ઉંઘતી—અડધી યોગસમાધિની પરમ શાન્તિનો રામેરિયું નેહ હતું. સ્હવારના પહેલા પહોરનાં તેજ ત્ય્હાં વરસી રહ્યાં હતાં.

રામેરિયાના અન્તરિક્ષમાં એવે સહસા શબ્દબાણ ફેંકાય છે. )

આજે વસન્તની પંચમી, વસન્ત ટચો !

(એ ગીતટહૂકે રામેરિયાનું વાતાવરણ ખળભળી ઉઠયું વિજનતામાં વસ્તી જાગી

બાલસૂર્યની સુખકાન્તિ ઝીલતો ઝીલતો યૌવન-પ્રભાવી એક પરાક્રમપુરુષ પર્ણકુટીના પર્ણદ્વારે આવીને ઉભે છે, જાણે મ્હોરેલી આમ્બાડાળ ઉતરી ઉભી. એનાં સાદાં વસ્ત્રપરિધાનમાં સુઘડતા ને તેજ છે એની મુદ્રામાં યુગનો પ્રતાપ છે એની કીકી સગોવરને પી જતી રમે છે, ગગનમંડળને વાચતી એની આંખો દિશાદિશાને ઝીલતી ઉઘડે છે કોક એને આમ્બાવાડિયાને અડબંગ કહેતા ઘટાજાળીમાં થઇને આવતું રહવારનુ એક સૂર્યકિરણ એના ભાલ્પ્રદેશે તિલક કરતું

દિશાઓની ઝાડીઓને શોધતો શોધતો )

ગ્રામકોકિલા ટહૂકી

( આમ્રમ્હોરના મન્ત્રો વાચતો વાચતો )

હું શું શોધુ છુ અહીં ?

(દૃષ્ટિપાતે ધરતીહૈયાનાં ઉંડાણ ખોતરતો ખોતરતો)

જગતની જડીબુટ્ટી દૂ ઢુ છુ

( લાડકી બાળપુત્રી સમી એક વાછડી ઉછળતી, આલિંગતી, અંગુલિઓને ચાટતી ઝાંઝર ઝમકાવતી રમતી આવે છે એની દૂધઉજળી કડનાળે કમળ પાંખડી શી હાથેની ફેરવી લીલી કુંપળોનું ઝૂમખું મુખમાં અર્પી કહ્યાગરી પુત્રીસમી વાછડીને પાછી પર્ણકુટીની છાયામાં પાઠવે છે. )

જમના મુખમાંથી ઝડપીને જીવાડી'તી.
દીપડાની દાઢો બેઠી'તી,
ન્હોરના ખંજર વાગ્યા'તા.
કોક કહેતા જીવન હોલવાયાં છે.
ઘાબાજરિયાં બાંધી ઘાવ રૂઝાવ્યા.
પુત્રી જેવી પ્રેમળ છે;
જાણે પ્રજાપ્રેમની ઉજળી જ્યોત.

( ફરી વળી ગામકોકિલાનો દિશાગાજન્તો ટહુકો આવે છે. )

આજે વસન્તની પંચમી, વસન્ત હ્યો !
( વિચારલહરે ચ્હડે છે )

આપણી તિથિઓમાં યે
અજબ ભર્યા છે કવિતા ને ઈતિહાસ.
આજે બેઠો રામેરિયાનો વસન્તોત્સવ.
રામેરિયાને આંબાવાડિયે મ્હોર પ્રગટયા.

( ટહેલતો ટહેલતો અમરાઇ નીચે જાય છે. )

ઓક્ષફર્ડમાં નથી ભણ્યો
એ ભણું છું આ આંબાવાડિયામા.
ઓક્ષફર્ડમાં આંબાવાડિયું જ ન હતું

( કળાયેલ મોરલાઓનું વૃન્દ આવતું હોય એવી
• ગામબાળાઓ વસન્તગીત ગાતી ગાતી આવે છે.
સહુએ વૈજ્યન્તી વનમાળાઓ પહેરેલી છે. અન્ત-

(ક્ષિના મૈનમાં સહસા શબ્દશક્તિ વ્યક્ત થાય છે.
આગળ આગળ એક સહિયર પાલવછેડલો પાથરી
રંગફૂદડી ફરતી વસન્તગીત ઝીલાવે છે, સહિયરવૃન્દ
એ વસન્તગીત ઝીલે છે )

આજે વસન્તની પચમી, વસન્ત ટ્યો!
જગતે ઝીલાય દેવના અમી, વસન્ત ટ્યો!

વેલે વેલે ફૂલ્યા ફૂલડા, વસન્ત ટ્યો!
નયને નયને તેજ ઉઘડયા, વસન્ત ટ્યો!

કિરણો પ્રફુલ્વી કળીઓ થયા, વસન્ત ટ્યો!
નવલા પરાગ પૃથ્વીમા વહ્યા, વસન્ત ટ્યો!

સજીવન ફોરે છે ફૂવારીઓ, વસન્ત ટ્યો!
દેવર ગે છાટી જગતક્યારીઓ, વસન્ત ટ્યો!

આત્માની પાખડીઓ ફરફરે, વસન્ત ટ્યો!
ટોડલે બેસીને મેના તરવરે, વસન્ત ટ્યો!

આગણુ અજવાળા ઉતર્યા, વસન્ત ટ્યો!
હૈયાના રગ દેહે નીતર્યા, વસન્ત ટ્યો!

છાબ ભરી આવી રસમાલણી, વસન્ત ટ્યો!
ટહૂકે વૈતાલિણી 'વસન્ત ટ્યો,' 'વસન્ત ટ્યો!'

(આછા આછા ઉડતા ઓળા પાડતા સહિયરસાથ
અમરાઈના વસન્તમ્હોરમાં જાય છે
ઉગતા સૂર્યમંડળને પ્રફુલ્લ કો કમળપાખડી નિહાળી
રહે એમ નિહાળતો નિહાળતો )

આંબા વાડિયાનો અડબંગ : એની આંખડીમાં છે જગતની જડીબુટ્ટી.

(વડલાના થડ જેવા ખાખચોકના ખાખી માર્ગે નીકળે છે. આંબાવાડિયાનો અડબંગ એમને નિરખીને થંભે છે, વન્દે છે, જાણે સુજનતાએ વૈરાગ્યને વન્દના કીધી.)

ખાખચોકના ખાખી : ચરણવન્દના હમારી.
કલ્યાણ હો દેશછત્રનું.

આંબા વાડિયાના અડબંગ : દેશછત્ર છે મેઘ ને આભ.
જગત સુખી તો છે ને?

ખાખચોકના ખાખી : મીઠા જળના લોક પાળા બાંધશે
એટલી ધરતીની મીઠપ માણશે.
મીઠાં જળને વરસાવે છે વિશ્વંભર,
ને એના પાળા પાળવે ગામલોક.
ઘાંચો પૂરાવી, મારગ સમરાવ્યા આજ.
રામના મારગ હોય પાજ જેવા.
જેવી હાથની રેખાઓ, એવા રામના મારગ.
જય સીતારામ!
જીવન એ યજ્ઞ છે; ઉજવજો.

(વનના રાજા જેવા ખાખચોકના ખાખી વિચરે છે; ડોલતો ડોલતો પાછળ વૃક્ષવિશાળો પડછાયો યે સંચરે છે

(પેલો આંબાવાડિયાનો અડબંગ ટહેલતો ટહેલતો તળાવતીરે જાય છે, જળપગથારે નિહાળતો ઉભે છે; સરોવરજળની લહરીઓ ગણે છે; લહરીએ લહરીએ નાચતું કિરણ નિરખી રહે છે.)

એ કિરણ ઝલાય
તો જગતની જડીબુટ્ટી ઝલાય.
એ છે સરવાણીનું કિરણ.

(નાવડુ છોડી, તરણીને આરૂઢી, સરોવરના મધ્યદેશે આરસઓટો છે એ ભણી વિચરે છે. એ આરસઓટો એ જળવિહારી રાજહંસનું સમાધિધામ હતું. જતાં જતાં મધપૂડા જેવું એનું હૈયું વસન્તટહુકાર ગણગણતું.)

આજે વસન્તની પંચમી, વસન્ત હ્યો !

(છાબમાંથી વેરાયેલા ફૂલ જેવી પાછળ પડી ગયેલી બે સહિયરો આવે છે જતી તરણીને નિહાળતી)

કેસર: ડાલર ! દાધારંગો દીસે છે કોક.
કય્હારેક મારગના કાંટા વીણે છે,
કય્હારેક ધણમાં જાય છે,
કય્હારેક હળે જૂતે છે,
કય્હારેક ઝાડ રોપે છે,
કય્હારેક સમાધિ માંડે છે
સરોવરિયાને આરસઓટે જઈને.
કહે છે આભ ઉતારીશ,

કહે છે રતનખાણ ખોળું છું.
અઠવાડિયું–પખવાડિયું અલોપ થાય છે;
જાણે ચન્દ્રમાએ અન્ધારપછેડો ઓઢયો.
ઉત્તરાયન પછી આવ્યો છે.

**ડોલર:** એને પગલે રામેરિયામાં ઉગે છે
અન્ધારિયાં ને અજવાળિયાં આજ.
એ છે તરણીનો તારણહાર;
એ છે પુરુષોમાં પુરુષોત્તમ.

**કેસર:** મોખરે હતાં તે પાછળ પડી ગયાં.
સહિયરો વન વીણવા લાગી.
દોડવું નથી; પણ થાંથાં મા થાવ.

( જાય છે. )

# અંક પહેલો

—x—

## આંબાવાડિયામાં

(કોઇક મયૂરી જેવી ડાળે ઝૂલી બેઠી છે, કોઇક વડવાઈઓ ઝાલી હીંચકે છે, કોઇક બેલડીએ વળગી વસન્તકૂદડી કરે છે, એમ સહિયરસાથ વસન્તરંગે તરે-તરવરે છે

ઉપવનની હરિયાળી છાયા સૌને દેહદેહે વસન્ત-દીપ્તિ પૂરે છે )

કેસર  વસન્તબા! નામ તો વસન્ત છે,
ને વસન્તકૂદડી આવડતી નથી ફરતાં!

(હસતાં હસતાં)

વસન્ત તે રહમે? કે આમ્રમંજરી?

ડોલર  એ તો મુંબઈથી આવ્યા છે '
આરોગ્યની શોધમાં

મોહિની: દિલનાં કે દેહનાં ?

કેસર: એ જૂદાગરા બહુ આવડે ત્હમને.
અમારે તો દિલ ત્હેવો દેહ.

મોહિની: વસન્તબાને યે આવડે છે વસન્તનૃત્ય.
કામરૂ દેશના શિખનૈયા શિખવે છે.
અહીં તો આવ્યાં છે જો–ઓવાને.

ડોલર: (લંબાવેલા બોલના ડંખ વાગ્યે પ્રકૃતિસહજ વિવેક ક્ષણેક વીસરીને)
તો જરા આઘાં ઉભો; જોવાશે.
(સ્વગત) જાણે રાણીજાઇઓ આવી !
(પ્રાસન) નગરમન્દિરોમાં વડારણો રાસ રમે
તો ભૂલી જાય નગરલોક ઘડીક
જગતનાચનારીઓને ય તે.
એ હીંચ, એ હલક, એ અંગમરોડ,
એ ફૂલના ચોરસા—

(કેસર સંગાથે વસન્તાકૂદડી ખેલતાં ખેલતાં)

એમને આવડે શહેરોના નાચ;
આપણા રાસ રમતાં ન આવડે.

મોહિની: Skin beauty. (સાંભરી આવ્યે હસે છે.)

કેસર: એટલે શું ! વસન્તબા !

વસન્તબાઃ ગવરનેસને સેક્રેટરી
Skin beauty કહે છે,
ને એમ સ્હીડવે છે કય્હારેક કય્હારેક
Skin beauty એટલે
રૂપ નહિ, ઘાટ નહિ, દેહછટા નહિ,
નખરાના નાચ ને પાઉડરના પોલિશ

કેસરઃ બહુરૂપીને રંગે છે એમ ?

(વસન્તકૂદડી ફરતી સહિયરોના, તેજભરી ઉડતી વાદળીઓ મમા, પાલવછેડના અમરાઈમાં ઉડી ર્‍હે છે જાણે મોરવાઓ ઘૂમણે ચ્હડ્યા એક આબાશિખરેથી શબ્દ આવે છે, આમ્રપલ્લીમાં એના પડઘા પડે છે)

વસન્ત !

ગોપિકાઃ વીજળ ! શું માડયું છે તોફાન ?

વીજળીઃ ઘટાઘટામા જગાડુ છુ પડઘા

ગોપિકા હૈયાહૈયામા જગાડજે વસન્તપડઘા

(સહિયરસેનાની સૈન્યસ્વામિનીનો શબ્દટકાર ગાજે છે)

જાવ, વનને વીંટો,
ને પાલવ ભરો
આજે ફૂલગેંદોના ગલોલા છૂટશે

આશાઃ ગોકુળથી યે અધિકી વાગે છે
ફૂલની ગેંદો તો
ગોપિકા! ઢાલ આપીશ—ન વાગ્યાની?
ગોપિકાઃ બે-બે તો છે હૈયાઢાલો
કમખાની ને પાલવછેડલાની.
બે હૈયાઢાલો ત્હારી વીંધાય,
તો તો, જાણજે, ગઢ ઘેરાવાનો.
આંબાવાડિયામાં જા, આશા!
આવશે કોક ત્હારા યે મનના મહેમાન.
આશાઃ (જતા જતાં મનમા આલોચતી)
ક્ય્હાંથી હોય આભનો થંભ આંબાવાડિયે?

(મહિયરોના પાલવ સાળુ ને હૈયાં પ્રફુલ્લાવતી ને અંગોમાં ઉમંગ જગાડતી એક વસન્તલહરી વાય છે કોયલ સમું કલ્લોલતું સહિયરવૃન્દ વનમા વિચરે છે
પાંખડીમાં પાંખડી પરોવી હોય એવી અંગુલિમા અંગુલિ પરોવીને કેમરુ ને ડોલર વસન્તગીત ગુંજતી સિધાવે છે)

વાયા વસન્તના વાયરા રે
(વસન્તશ્રી અને મોહિનીને લઇ ગોપિકા પૂર્વ દિશે જાય છે)
મોહિનીઃ આ અવળી દિશા તો નથી ને?
ગોપિકાઃ ઉગે એ અવળી દિશા?
કે આથમે એ?

વસન્તબા આ વનછોડને કોણ વાવતું હશે ?

ગોપિકા એ તો ધરતીના ફૂલડા
એને ભગવાન વાવે–
ધરતીને સરજી છે તે વાવે

મોહિની ( જરાક શહેરી છાક અને છણકાથી )
ધર્મના વ્હેમ શીખવશો મા એવડાક
વણવાવી વસુન્ધરા કંઈ
પોતે તે આપતી હશે ફૂલડા ?

( મ્હોરેલી આમાડાળ જેવો છોગલે મંજરી ડોલાવતો વજ્રગ આવે છે. વનવેલી જેવી ગોપિકાને નિરખી મ્હોર્યો–પ્રફુલ્લ્યો થાય છે )

વજ્રગ ક્ય્હા ચાલ્યા ? ગોપિકા !
વનવાટે ફૂલડુ નહિ ઉગે કો આજ

ગોપિકા ગોરસ લઇને ગોપિકા
ચાલી વેચવા કાજે ( પ્રાચીન )

વજ્રગ બીજું ચરણ મા ગાતી,
હૈયું દઝાડશે કોકનું
તું વેચતી નથી જીવનના જળ,
ત્હારી તો પરબ છે–પરબ

ગોપિકા ને વજ્રગ ! વનરમણા મૂકીને
તું ક્ય્હા ચાલ્યો વગડો વીંધતો ?

વજ્રાંગ: ગામે ગોડાવ્યો છે કૂવો,
ત્હેની વજ્રાંગે કરવી છે વાવ;
કે વગરદ્હાડે પાણી પીએ વટેમાર્ગુ.

ગોપિકા: કૂહેને કે ત્હારે યે પરણ માંડવી છે.
મોરલી વાજે, વજ્રાંગ !
મોરલીના એકએક બોલે
મંડાશે એકએક પગથિયું.
વસન્તબાની છાબ, જા,
ભરી આવ વનમાંથી.
ગેડીદડાનો સામનો આવે છે;
સજ્જ તો છે ને ?

(વસન્તરાણીનો આજ્ઞાધીન વજ્રાંગ વસન્તબાની ફૂલમનોહારી ને પલ્લવનાજુકડી છાબ લે છે, અને કમળનાળ સમી અંગુલિએ પરોવીને ગોપિકાને દેહ દેશે આખડી પાથરતો ઉભો છે.
ગોપિકાના મુખની કળ ઉઘડી જાય છે, ને વન-વગડે ગીત રેલાય છે )

ભમ્મરિયા કૂવાને કાંઠડે. (પ્રાચીન ચરણ)

ત્હાંજ પડી, ને ધીરી બોલતી રે
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
મોરલીના મીઠા મીઠા બોલ રે
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

આભલાંની પાંગ્નું બોલતી રે
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે,

મોરલીના બોલ અણમોલ રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

છોગાળા! છબિલીને છેડ મા રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
ઘેરો ગંભીર એનો ઘોર રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

મોરલીના બોલ ઘૂમે આભમાં રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
ઘૂમે મ્હારી આંખડીના મોર રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

સરોવરજળ થંભી ગયાં રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
થંભ્યા મ્હારા હૈયાનાં નીર રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

પડતી સન્ધ્યા યે થંભી ઘડી રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
થંભ્યા ઘડી વસન્તના સમીર રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

સ્હાંજ પડી, ને સૂરજ આથમ્યા રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
સજાવી સેજ રેતી કોર રે
    મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

આગાં કીધાં, ન વાળ્યાં વળ્યાં રે
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે;
સંકોર્યાં ન જાય ચિત્તચકોર રે
મોરલી ભમ્મરિયા કૂવાને કાંઠડે.

વજ્રાંગ: જાઉં છું, ગોપિકા !
કૂવાનો કરીશ ભમ્મરિયો કૂવો,
ને છોડીશ ત્હાંથી ભમરાઓની હારમાળા.
ડંખે નહિ હો ! જાળવજે.

(વસન્તબાની ફૂલછાબ ભરવાને વનમાં જાય છે. જતા જતા)

(સ્વગત) ગામમાં ને સીમમાં
એની હાકલ વાગે છે;
જાણે રામેરિયાની રાણી.

મોહિની: કોણ છે એ?
જાણે કોક પુરુષાતનની પ્રતિમા.

ગોપિકા: એ છે રામેરિયાનો વજ્રાંગ.
રામેરિયું ઓવારણાં લે છે નિત્યનિત્યે
એ ઉગતા બાળાજોગીનાં.

મોહિની: ને ત્હમે યે બહાદૂર ખરાં, હો !
એકલાં ઘૂમો છો આવા વનવગડે.
અમથી આમ ન ફરાય.

ગોપિકા: અમારાં તો વગડાનાં ધણ;
વાઘ મળે ત્હો યે શીંગડે પરોવિયે.

મોહિની: Free loveની પૂજારણો યે
આમ વિચરતાં શરમાય શહેરોમાં.

ગોપિકા: લેશો આ પોયણું ?
કરમાયું નથી હજી.
રહો; વસન્તબાને અંબોડલે પરોવું.

(કમળપાન સમી મથાવટી ઉતારી પોયણું પરોવત ગોપિકા વસન્તનૃત્યે ગાય—નાચે છે.)

તારલા રે ! આવ મ્હારે અંબોડલે.
મ્હારે અંબોડલે,
કંઇ દાસ ચોટચોટલે;
તારલા રે ! આવ મ્હારે અંબોડલે.

આજ મ્હેં તો અલક અલક મોતીડાં પરોવિયાં,
મુખડાના ઝલક ઝલક જ્યોતિઓ ઝોકિયા,
નેણનભે સ્નેહરાજ સ્વામીને પધરાવિયા;

ઓરો આ આવનો,
તું આવજે અલોકતો;
ચાન્દ છાનું ના ઝમે,
રમ અમ્બરને ટોડલે:

તારલા રે ! આવ મ્હારે અંબોડલે
તારલા રે !

( વસન્તબાની વેણીમાં પોયણું ગૂંથે છે ને આશિષ દે છે. )

ચન્દની જેવાં ઉજળા રહેજો,
સતીઓ જેવાં સુન્દર થજો,
ને જગત બધાયને જીતજો !

મોહિની: (સ્વગત) આમ શેઠ ફૂલ પરોવતા–મુંબઈમાં;
શેઠાણીની સન્મુખે પરોવતા,
મ્હારાં ઝુલ્ફાંમાં પરોવતા.
દુનિયાના રંગો ઉપટી ગયા આજ.
બીજી જાળ બિછાવવી પડશે.

( એક ઉંચી ડાળીએથી ફૂલ વીણતાં વીણતાં છેલ્લો બોલ સાંભળી ગયે )

ગોપિકા: શું કહ્યું ? શેની જાળ ? મોહિની !
દુનિયાના રંગો ઉપટી ગયા ?
સરોવરના સાધુ કહે છે કે
પૃથ્વીના રંગો છે સનાતન.
આભના રંગો ભૂંસાય,
તો પૃથ્વીના રંગો ભૂંસાય.

વસન્તબા: ( આંખડીમાંથી કૌતુક નીતરતાં નીતરતા )
કોણ છે એ સરોવરના સાધુ ?

ગોપિકા: એ છે તરણીના તારણહાર.

મોહિની: અરે! પેલો—ઓળખ્યો અડબંગને;
આંબાવાડિયાનો દાધારંગો.
અડધેરોક ગાંડો હશે ખરો?
જરા—

(મસ્તકે અંગુલિ દાખવી મૌનબોલ બોલે છે.)

આભની પાછળ જોવા જાય છે,
પૃથ્વીનાં હૈયાં વાંચવા મથે છે.

ગોપિકા: એ તો દેવ છે રામેરિયાના.
એને પગલે વન મ્હોર્યાં.

(એક આંબાની ઉંચેરી અટારીએ આંખડી પરોવીને)

વીજળ! વરસીશ કે વાદળમાંથી?
મ્હોરના મરવા થયા છે ત્ય્હાં.

વીજળી: (દેવ જેરી આંબાશિખરે બેઠી બેઠી)
વડબોર જેવજેવડા થયા છે.
તૂરા લાગશે—તૂરા;
બેસવી રતના આંબામ્હોર જેવા.

(આંબાની અટારીએ બેઠી વિજળી મરવા વરસે છે. એમનો એક, એક આંબાડાળે અથડાઈને, મોહિનીની મુખ્યજ્યોત જેવી નાકદાંડીએ વાગે છે. મોહિની લાલચોળ થાય છે, ગજ્યો ભરેલું મોન મ્હોં ફુગ્ગા જેવું ફુલે છે.)

ગોપિકાઃ હિંગળોક ઢોળાયા કે શું મુખડે ?
માર્યાં નથી મરવો કાંઈ તાકીને.
વીજળ વરસી વસન્તનાં ફોરાં.
અજાણ્યાના રોષ શા ?

( ખરતા તારા સમી વીજળી આંબેથી ઉતરી સન્મુખે ઉભે છે. )

વીજળીઃ ગોપિકા ! જાઉં છું.

ગોપિકાઃ પણ ક્ય્હાં ?

વીજળીઃ સાધુકુંજની સાધ્વીને છાંયડે.
અઠવાડિયુંક રહીશ ત્ય્હાં.

ગોપિકાઃ ચાળા તો છે નિત્યે–એ ય ત્ય્હાં રહેવાના.

( ઉડણપંખિણી સમી વીજળી વનમાં ઉડી જાય છે. હૈયાભાથેથી વાંસળી કહાડી અધરે ધરે છે, કોયલ-મીઠડા બે ટહુકાર ગોપિકા બોલાવે છે. )

ગોપિકાઃ વેરાયેલું વસન્તધણ પાછું વળ્યું મ્હારૂં.
પાલવછેડલા ભરાયા ને સહુના ?

મોહિનીઃ ફૂલછાબો રાખતાં હો તો ?
–રૂપ્પાળી, મનોહારી, રંગબેરંગીલી ?

ગોપિકાઃ અમારે તો પાલવછેડલાની હૈયાછાબો.
વસન્તલક્ષ્મીથી હૈયાં ભરાય
એટલે જગત જીત્યાં.
–આશા ! જઇશું ને ?

( તેજછાયાના અટાપટામા થઈને આવતી )

આશાઃ વસન્તવાછડીઓ વળી આવી સહુ ?

કેસરઃ આશા ઉગી આજ;
ગોપિકા ! આશા ઉગી.

ગોપિકાઃ આશાની છે અમરવેલડી;
સદા ય ઉગે સૌની હૈયાક્યારીએ.
—હેં આશા ! ઉગી આજ ?

ડોલરઃ આશાને વનમાં મળ્યા પર્વતરાજ,
જાણે વનનું શિખર ડોલતું આવ્યું;
ને આંખને ઉછાળે હૈયાં ઝૂલ્યાં.
વૈજયન્તી વનમાળા ધરાવો
પછી વનફૂલની.

ગોપિકાઃ પછી થયું શું ?

કેસરઃ પછી શું થાય ?
રામેરિયાનું વન વૃન્દાવન થયું.
કૃષ્ણચન્દ્રે બંસી છેડી,
ગોપિકાઓએ રાસ ગાયા,
વન જગાડ્યાં;
સહુ વનખેલ ખેલ્યાં;
એક–એક ગોપી ને એક–એક ગોપ.

ગોપિકાઃ પણ કહો તો ખરાં
શાં શાં ગાયાં જીવનનાં ગીત ?

ડોલર: અમે નથી ગાયું, બા!
આશાએ ગાયું છે તે ગાય.

ગોપિકા: આશા! શાં શાં આંજ્યાં આશાગીત
ગોપ ને ગોપિકાઓની' આંખડીઓમાં?
અહીં ચે છે રામેરિયાની ગોપિકાઓ.
ગવરાવીશ ત્હારૂં આશાગીત?

આશા: (પાણીમાંથી નીતરતી પોયણી જેવી લજ્જા ટપકતી)
કોણે કોણે ગાયાં નથી
આયુષ્યનાં આશાગીતો?
આવો; અને ભૂલ્યાં હો તો ભણો
આત્માના આગમના એ બોલ.
આવો, કોણ થાય છે નણદલબા?

ગોપિકા: પર્વતરાજની હું બ્હેનડ.
લાવ; બોલ દે; ગાઉં.

આશા: ડોલરના સૂરમાં સૂર પૂરજે;
કેસર મ્હારા બોલમાં બોલ પૂરશે.
ગાવ, વનઘેરૈયણો! ગાવ.

*(ડોલર ને ગોપિકા વસન્તગીત ઉપાડે છે. આંબાવાડિયાને પાદડે પાંદડે ગીતબોલનાં કિરણો જઇ ડંખે છે, ને ત્હાં વસન્તપ્રભા પ્રગટાવે છે.)*

ડોલર ને ગોપિકા: વાયા વસન્તના વાયરા રે.

( વનની ડાળીઓ સમુ ડોલતું ને લહેરખડે લચકાતુ સહિયરવૃન્દ વસન્તબોલ ઝીલે છે. )

સહિયરવૃન્દ: વાયા વસન્તના વાયરા રે.

ડોલર ને ગોપિકા : પૃથ્વીએ પલવટ પાથર્યા રે;
સૂરજે મરડેલી કોર,
રે ભાભી મોરી !
વાયા વસન્તના વાયરા રે.

( કોયલ બોલે ને કોકિલાઓ ટાળે મળે, એમ આંબાવાડિયામાંથી ગોપ ને ગોપિકાઓ ટાળે મળે છે ગોપમડળ બસીઓ છેડે છે, ગોપિકાઓનો રાસ જામે છે )

કેસર ને આશા : બોલે છે ટીકીની કોકિલા રે
વસન્તના કલશોર,
રે નણદલબા !
વાયા વસન્તના વાયરા રે.

ડોલર ને ગોપિકા : વેલે વેલે ફૂલ ઉઘડયાં રે,
પાંખડીઓ હ્‌હેરે જાય,
રે ભાભી મોરી !
વાયા વસન્તના વાયરા રે.

કેસર ને આશા : કિરણોમાં ઉષ્માની માધુરી રે,
જો જો ! કુંપળ ના કરમાય,
રે નણદલબા !
વાયા વસન્તના વાયરા રે.

કેસર ને ગોપિકા : 'કેવડિયે ગૂંથી છાબડી રે,'
એવાં સહિયરોનાં રૂપ,
રે ભાભી મોરી !
વાયા વસન્તના વાયરા રે,

ડોલર ને આશા : જેવાં આ તેજ વસન્તનાં રે,
એવાં ઉઘડશે અનુપ,
રે નણદલબા !
વાયા વસન્તના વાયરા રે.

કેસર ને ગોપિકા : ચન્દની ચમકે વસન્તની રે;
આંખડલી અંજાય,
રે ભાભી મોરી !
વાયા વસન્તના વાયરા રે

ડોલર ને આશા : ધીરી પગલીના પરિમળે રે
પાલવડો ઝોલાં ખાય,
રે નણદલબા !
વાયા વસન્તના વાયરા રે.

કેસર ને ગોપિકા : વાંચો ભાભી ! ઉરના ઓરતા રે;
ભાખો ભાભી ! અમ ભાગ્ય,
રે ભાભી મોરી !
વાયા વસન્તના વાયરા રે.

ડોલર ને આશા : જેવો પૂનમનો ચન્દ્રમા રે,
જેવા સોહાગીના સોહાગ;
રે નણદલબા !
વાયા વસન્તના વાયરા રે.

કેસર ને ગોપિકા: અજબ રસેશ રાસે રમે રે;
આયુષ્નાં અમૃત પાય;
રે ભાભી મોરી !
વાયા વસન્તના વાયરા રે.

ડોલર ને આશા: જીવનજગવતી આ પર્વણી રે,
મોંઘેરાં મન મૂલવાય;
રે નણદલબા !
વાયા વસન્તના વાયરા રે.

ગોપિકા: વસન્તના વાયુ વાયા,
ને પાંખડીઓ ફરકાવી બધીઓ.
જાળવજો હો ! પરાગ વેરાઈ ન જાય.

ડોલર: વેરાયેલાં વસન્તધણ પાછાં વળ્યાં
ગોપિકાના ગીતટહુકે.
પાલવછેડલા તો ભરાયા ને સોના ?
ગોપિકા ! જઈશું ને ?

ગોપિકા: વાછડીઓ વળી આવી વનમાંથી !

( મોખરે ગોપિકા બંસી વગાડતી ચાલે છે, અને સહિયરના સરમાં સર પૂરતો સહિયરસંઘ પાછળ પરવરે છે. સહિયરસેનાના બંસીબોલે આંબાવાડિયું કલ્લોલી રહે છે. )

વસન્તબા: જળતરંગથી યે મીઠડી બોલે છે હો !
જળતરંગ ને પિયાનો ટન્ ટન્ બોલે છે;
એમનાં ટપકે છે મીઠાં ટપકાં;
વાંસળીની છે અખંડ મધુરપધારા.

( વસન્તસેનાને પગલે પગલે સંચરતો સહિયરસંઘ
પર્ણશાળાના વનચોકમા આવે છે. )

ગોપિકા: આજે છે આંબામ્હોરનો ઉત્સવ
સૌને મળીને આમ્રમંજરીઓ ?

આશા: દેવને વધાવવાને
એ એક છે અધૂરૂં.
વન બોલ્યાં ને મ્હોર્યાં,
ને તેજનાં વાગે છે બાણ.

ગોપિકા: તો વધાવ ત્હારા ઉરદેવને
આમ્રમંજરીઓના ઢગલે ને ઢગલે.
સારૂં યે આંબાવાડિયું વેડજે.
નહિ વાગે પછી વસન્તનાં બાણ.

( બુલબુલબોલસમો એ બોલ બોલાયો–ન બોલાયો ત્હા તો અંતરિક્ષેથી તારલા ખરે એમ આંબાવાડિયાની ડાળે ડાળેથી વસન્તછાટણે છટાયેલો એક એક વસન્તોત્સવિયો ખરે છે. કોઈ નિજ પત્નીને, કોઇ નિજ પ્રિયજનને, કોઈ નિજ બ્હેનને, કોઈ નિજ પાડોશણને આમ્રમંજરી અર્પે છે ને વન્દે છે. )

મોહિની: ઓહ્હો ! આ તો Love's Ambush જાણે !
ઘેરૈયાઓએ ઘેરી લીધી
વસન્તવિહારિણીઓને

(આબેથી મંજરી ઉતારી ગોપિકા તારણહારને આપે છે. અડવાડિયાઓનો દાબેલોછદિલો પ્રશ્ન વિવેક મર્યાદા ઉલઘીને એવે સહસા ઉભરાઇ પડે છે. )

ગોપિકા : રામેરિયાના દેવ જેવા
આપ ક્યહાંના છો ગોપ ?

તારણુહાર: આપના દેશનો જ ગોપ છું.
જગતની જડીબુટ્ટી શોધું છું;
પ્રકૃતિલીલાનાં શાસ્રો ભણુવાને આવ્યો છું.

(વન્દન વન્દતા વીરોના, પતિઓના, પ્રિયજનના, પાડોશીઓના વસન્તરંગી સાફાઓમા વસન્તવિહારિણીઓ વસન્તગીત ગાતી ગાતી, છોગલાંઓની સગાથે બીજાં વસન્તછોગલાં સમી, ફૂલકલગીઓ પરોવે છે સહિયરવૃન્દની ગીતધારા અખંડ ગાજતી રહે છે. )

આજે વસન્તની પંચમી, વસન્ત હયો ।
(આગળ વસન્તગીત ગવરાવતી વસન્તવિહારિણીઓ અને પાછળ વસન્તગીત ઝીનતા વસન્તઘેરૈયાઓ—એમ રામેરિયાતી વસન્તઘેર આંબાવાડિયામાંથી ગામ ભણી વળે છે; જાણે વનમાથી વસન્ત વીણી વીણી ગામમા વાવવાને પરવર્યાં ! )

મોહિની: આવું આવું શિખવ્યું કોણે આમને ?
અમારા તો લગામમાં ન રહે
મનના ઘોડીલાવછેરા આમ ખેલતાં.

ગોપિકા: સાધુકુંજની સાધ્વીએ શીખવ્યું કે
વસન્તોત્સવ આંબામ્હોરનો ઉત્સવ છે,
મહુડાંમ્હોરનો ઉત્સવ નથી.
તેથી સાધુભાવે જ ઉજવાય
જીવનના વસન્તોત્સવ.

( જાય છે. પાછળ આંબાવાડિયાને પાંદડે પાંદડે વસન્તગીતના બોલ જઈ વસન્તપડઘો પાડે છે.)

આજે વસન્તની પંચમી, વસંત હયો !

(પર્ણકુટીના મુખદ્વારે ઉભા રહી, જતી વસન્તસેના પાછળ દૃષ્ટિપાત નાખતાં નાખતાં)

આંબાવાડિયાનો અડબંગ : ગોપિકા એટલે પ્રકૃતિની પુત્રી.



*Vallabhjee Ramjee.*

# અંક બીજો

## વનચોકને વડલે

---

સીતારામ !

જય સીતારામ !

( ગગનની ઝાલરોને ડોલાવતો જોબનનો શબ્દ ગાજે છે વડલાનો ગુમ્બજ ધીર કરે છે, પડઘો પાડે છે, અને પાદડે પાદડે આલેખાય છે એ જગતદામ્પત્યનો જય

વનઘેરૈયાઓની બે ઘેરો પરસ્પર વન્દી ઉભે છે)

આખચોકના આખી } ઉજળી છે આજ, જોબન પગી !
ઠીક જામ્યો છે આ લોકમેળાવો

જોબન પગી અકેકના ખાખીને જય સીતારામ.
હા, બાપજી ! છલકાય છે સમૈયો
આજે છે શિવરાત્રીનો સામનો,
રામેરિયું ને સોમેરિયું એક્ષ છે ગેડીદડે.

ખાખી: ખરૂં; વડલો ઈતિહાસ બોલે છે.
મ્હોલ્યા રંગ જાંમશે કે આપણા ?

પગી: ત્હારે તો ઉડતા પંખી ઝાલતા'તા.

ખાખી: દશેરાએ રાજઘોડીલા શું
તું શરત ઘોડયો'તો,
ને જોબન જીત્યો'તો;
એ ભૂલાયા નથી ભૂતકાળ.

પગી: જીંદગીની જીતો શે ભૂલાય ?

ખાખી: આજે યે જોબન છે એનું એ જ,
જોબનનાં જતન નથી એટલાં.

( વાકી સેથીએ વરણાગિયો એક આવે છે. )

બહુ જોઈ નાંખી આવી રમતો
આજે રમવાનો છું ને
અમારે મુંબઈમાં તો
રોજ રમાય–વારે ને તહેવારે
સારા ભારતની ઘેરો રમવાને ઉતરે.

ગામોટ: વામનભાઈ ! આજ ખેલશોને ?

વામન: અરે ! છોકરીઓ ખેલશે–છોકરીઓ.
સ્રીસ્વાતન્ત્ર્યનો યુગ આવશે,
ત્હારે છોકરીઓ યે રમશે ગેડીદડે.

મેઘજી: અમારા ગામડાગામે તો
આથમ્યો નથી એ યુગ
પાન ને ફૂલ જેવાં વીરવીરીઓ

ખેતરોમ ભેળો હારે વીણેલણે,
ને મન્દિરચોકમાં નિર્બ્રાન્ત ખેલેરમે,
અલ્યા ગામોટ ! આંબાવાડિયું કપાય છે ?

ગામોટ: સાંભળ્યું છે ગનેહને.
આ સુખી આવ્યા, પૂછોને જાણન્દાને.

મેઘજી: સુખી ! આંબાવાડિયું કપાય છે ?

સુખી કહ્યું કોણે પણ ત્હમને ?
બોલે છે કિયો એ બોલ ?

મેઘજી. વાયરા વાત લાવ્યા છે
કે આગગાડી આવે છે,
ને આબાવાડિયું કપાય છે

સુખી આગગાડીને પાવે સીમ જાગશે.

મેઘજી. પણ પાક ઘસડાઈ જશે,
ને મોંઘવારીનો જુગ બેસશે–મોંઘવારીનો.
( મેઘજીના બોલે જોબન પગીના કાન સળવળે છે,
પગી મેઘગભીર સુરાએ ગાજે છે )

પગી: મેઘા ! શી વાતું હાંકો છો ?

મેઘજી: વાયરા વાત લાવ્યા છે
કે આગગાડી આવે છે,
ને આબાવાડિયું કપાય છે
( એવે તારણહાર મારગે નીકળે છે, તારણહારને
સૌ વન્દે છે, મારગ આપે છે. )

પગીઃ આ ભવમાં ? કે આવતા ભવમાં ?
રામેરિયાનો એક એક જણ
છે આંબાવાડિયાનો એક એક આંબો.
પ્રથમે જણનાં ભોડાં કપાશે,
ને પછી કપાશે આંબાવાડિયું.
વડવાઓનાં વાવેલાં અખેપાત્ર
ઢોળી નથી નાંખવાનાં.
આંબાવાડિયું ગામનો રસભંડાર છે,
વરસે વરસે ગામપીરસણે પધારે છે.

વીજળીઃ મેહુલો ગાજ્યો રામેરિયાનો;
પડઘા ઘટાઘટામાં પડશે
જોબન પગી! જોવાને આવ્યા છો ?

જોબન પગીઃ ઘડપણે સૌને સાંભરે
જુવાનીના જંગ.

( માથે છોગલાં, કાનોમા હજારી ગોટા ને હૈયા
ખેવડમાંથી લટકતાં રેશમફૂમતડાળી વાસળીવન્તો
ગામવરણાગિયો આવે છે હલકી વર્ણોનું જુવા-
નિયારોળુ એ ગામવરણાગિયાને ઘેરી વળે છે. )

ગામોટઃ આવ્યો પેલો અદકપાંસળી.

જોબન પગીઃ ગામ હોય ત્યહાં ઉકરડા યે હોય
મેલ ધૂવો-મેલ; મનના મેલ;
આપણા ને સહુના.

એક જુવાનડો: } એક ગીત થાવા દ્યો–એક.

બીજો જુવાનડો. } તમ લલકારે રામેરિયું જીતશે; લલકારો.

(લોકમોજની લહેરો એને હૈયે ચ્હડીને ગીત થઈ વરસે છે.)

ભર્યું ભર્યું છે તળાવ,
હો રાજલ ! ભર્યું ભર્યું છે તળાવ;
હલકી હેલે હીંચતાં એનાં નીર,
હો રાજલ ! આવજે:
એ નીરની હેલે હીંચત રાજલ ! આવજે.

(ગામવરણાગિયાને લોક ઝાડવે–ઝાડવેથી ફૂંપળે મારે છે.)

નીરને કાંઠડે નેહ,
હો રાજલ ! નીરને કાંઠડે નેહ;
જમણે મ્હારો વાસ છે નેહને તીર,
હો રાજલ ! આવજે:
એ નમણું નમે છે નેહ, ત્ય્હાં રાજલ ! આવ

લીમડે ઝૂકેલ મોર,
હો રાજલ ! લીમડે ઝૂકેલ મોર;

ગરવી એની કેકા ગાજે છે ગભીર,
હો રાજલ! આવજે,
એ મોરલાના મીઠા ન્હોતરે રાજલ! આવજે.

**જોબન પગી:** એલા જોબનવન્તાઓ!
ઘણા ઓળંગવાના છે ઘાટ.
જાળવજો જોબનની ભરતીને.
જોજો ઓસરી મા જાય
નિર્મળું રાખજો જોબનનું જોમ.

(વનચોકના ઘટાઘેરને એક આરે શામેરિયાની માતાઓ બ્હેનો પત્નીઓ સમર્યાદ ઉભેલ છે, ને વનરાજવી વડલાના ગીતની ફુવારાધારાઓનાં રંગછાંટણા વનવૈરૈયાઓને છાંટે છે.)

કે વડલો વનશોભાનો રાજવી રે,
કે વડલો સાયરસરને તીર જો!
કે વડલો ઘટાગુફાઓથી ડોલતો રે,
કે વડલો, મેઘ શો, ઘેરગમ્ભીર જો!
કે વડલો ગુણુગરવો ઘેરભતો રે.

**સોમેરિયાનો ઘેરસ્વામી:** સીતારામ! સફ સજો.

(ઘેરસ્વામીની સન્મુખે સોમેરિયાની ઘેર હાર બાંધી ઉભે છે, હાથમા ધારિયા સમા ગેડિયા છે.)

થાળામાં પાણી છે મીઠડાં.
હાથ ધૂવો, પગ ધૂવો,
ને સજ્જ થાવ સામના કાજે.
ધીરા સો ગમ્ભીર.
પડઘમ વાગશે વનચોકમાં.

( વેરાતા ધણ જેવી સોમેરિયાની ઘેર વેરાય છે, મારગનો થાક ઉતારવા, સજ્જ થવાને જાય છે.

રામસેનાના સેનાનીઓ સમા રામેરિયાના ને સોમેરિયાના નળ ને નીલ, અંગદ સુગ્રીવ ને હનુમાન, વડલાની ને ચોકઘેરાવાના વૃક્ષરાજોને ડાળીએ ડાળીએ ચ્હડી બેઠેલા છે કોઇએ શાખાને ઘોડો પલાણ્યો છે કોઇ વડવાઇએ હીંચકે છે કોઇ ડાળીએ ઝૂલે છે કુદરતની હરિયાળી ગગ-અટારીઓમાથી માનવનયનોની દૃષ્ટિધારાએ વનચોકમાં વરસે છે

વડઘેરામા ઉભેલા શ્યામાસઘનુ ગીત ઊંચે ચ્હડે છે )

કે ચાર-ચાર માંડી દિશાઓ દિગન્તમાં રે,
  કે ચાર-ચાર માંડ્યા ખ ડ આ લોક જો!
કે ચાર-ચાર મારગ વનવન વીંધતા રે,
  કે સહુના સંગમ વડને ચોક જો!
  કે વડલાની કુંપળીએ વેદ ચારે લખ્યા રે

( સિંહમાળને પગલે તરણીનો તારણહાર લોકસંઘને આરે આવે છે )

નારણહારઃ વડલો એટલે ગામનું નગરમન્દિર,
ચોખંડનો ને ચૌદે લોકનો ચોક.
જગનું જોબન ત્યહાં ઝોલે જાય,
પરબનાં પાણી ત્યહા સહુ પીએ

( રણુણુ રમ, રણુણુ રમ, રણુણુ રમ–બાળપડઘમચીની એવે પડઘમ રણકે છે, રામેરિયાની ને સોમેરિયાની ઘેરો વનચોકમાં ઉતરે છે )

ગામોટઃ મેઘા ! વજાગ ક્યહા ?

મેઘજીઃ એ આવે–થડમાંથી, ગેડિયો ઘૂમાવતો,
જાણે વડનું બીજું થડ ।

( સાવજને પગલે વજાગ આવે છે રામેરિયાની ઘેરના હરણકાં આદેશ માગતી આખડીએ વજાગને વન્દે છે. )

વજાંગઃ રામેરિયાસોમેરિયાનાં એક છે સરોવરનીર.
સોમોરયું બેહુ છે સાવજધરે,
ને રામેરિયું બેહું છે રામધરે
સાવજધરાનાં પાણી પીએ છે સોમેરિયું.
રામેરિયાની છે રામસેના;

એક છલાંગે સાયર ઓળંગે
જોજો, પાળ પાળવજો, વીરલાઓ!
—લ્યો, વામન   આ ગેડિયો

**વામન** (ગેડિયો લેતાં લેતાં)
બહુ જોઈ નાખ્યા આવા ખેલ
સોરઠમાથી આવ્યા'તા મુંબઈમાં
સિંહના પાડાશી માણાવદરિયાઓ!
કાઈ ફાળ ભરતા'તા—કાઈ ફાળ!
જાણે દીપડા ઉછળ્યા!
વગડાઉ હતા, વગડાઉ

**ગામોટ** મુંબઈ યે પહેલાં વગડો ન્હોતો?

(અવળી ગેડી ઝાલી વામનરાવ સિદ્ધનો મોરે કરે છે)

**વામન** સ્ત્રીસ્વતંત્રતાનો યુગ આવશે—

**ગામોટ** પ્રથમે પુરુષસ્વતંત્રતાનો યુગ
તો જમાવો, વામનરાવ!
ગોવાળ વિના ગાયોને વગડે વળાવશો?

(રણુણુ રમ, રણુણુ રમ, રણુણુ રમ
પડઘમ રણકે છે રામેરિયાની ને સોમેરિયાની

બસીઓ વૃક્ષઘટાઓમાથી બોલે છે
ગેડીદડો જામે છે, ગામસ્ત્રીઓનું ગીત પણ જામે છે )

કે વડલાને ગોખ કાઈ કોકિલા ટૂહૌકા કરે રે,
કે વડલાની ડાળીએ મોરલા ઝૂલે જો।
કે વડલાને છાયડે તપસી તપસ્યા તપે રે,
કે ગોપ કો વાસળી વાતા ભૂલે જો।
કે વડલાની જાળીઓ ભૂલભૂલામણી રે।

(ફટાકડા ફૂટે એમ ફટાફટ ગેડિયા ગાજે છે મધ્યદેશે વજાગ સેનાપતી સમો ઘૂમે છે સોમેરિયાનો ઘેરસ્વામી પર્વત દડૂલો દોટાવતો સ્હામે આવે છે જાણે લવ ને કુશ સ્હામસ્હામા અથડાયા એક ચોટ ઔર અને પર્વત પાળ વટાવત. ત્‍હા વજાગ આડો પડયો ગેડીને અર્ધચન્દ્રે દડો ઝડપી લીધો, સ્હામે પૂરે દડૂનો દોટાવતો ભાગ્યો. લગામવાળ્યા તેજી તોખાર સમો પર્વત પાછો વળી વજાગ પાછળ ધાય છે

કોડવન્તીઓનો ગીતપ્રવાહ આગળ વાધે છે )

કે ઘામ ધખ્યા, ને પિયાવા માંડિયા રે,
કે પન્થી આવે–આવે, ને જાય જો!
કે વિસામે ઘડિયેક કોઈક વિરમે રે,
કે મીઠડા પાણી, પ્રારબ્ધ શાં, પાય જો।
જોગન્દર વડલો જોગસમાધિમાં રે.

તારણહાર. (સ્વગત) ખરો! વનનો જોગન્દર વડલો,
અને અખંડ એના સમાધિયોગ—
જુગજુગના એ જોગન્દરના.

જોબન પગી· ગાવ, ગાવડિયું! ગાવ કાળના બોલ.
કવિતજડિયેલ વચન,
જાણે કાંચનજડિયેલ રતન
બ્હેનડ! કાળના બોલ બોલો છો.

વજાંગ વામનભાઈ! ઝીલજો ને ઝડપજો
પટ વણરોકયો છે સન્મુખે, હો!
ઝડપો, ને પાળ વળોટાવો.

(વામનરાવની ભણી વજાંગ દડૂલો દોટાવે છે.
દડાનો વીજળીવેગ જોઈ વામન છલંગ ભરી
પાછો પડે છે દડો દેશવટે જાય છે.

રણઝણ રમ એક પડઘમ વાગે છે અડધે ખેલે
ધેરૈયાઓની વિશ્રામઘડી આવ્યે સહુ જળ છાંટવા,
તાજા થવા લોકમેદનીમાં જાય છે )

વજાંગ: (ભગ્નાશ થયેલો ખિન્નતાથી જતાં જતાં)
અરેરે! સાવ મુંબઈગરા!
ત્હમારે દેહના કિલ્લા નહીં,
ત્હમે બાપડિયા વીર પુરુષ.
દડૂલો દેશવટે ગયો

પટ સાવ વણરોકયો હતો.
ત્હમે તે વામન છો કે વિરાટ ?
મુંબઈ તો વિરાટ છે.

( વામનરાવની હાકની જાણે ધમ્મણ ધમધમે છે.)

વામનઃ બહુ જોઈ નાંખ્યા—

( ઉછળતો શ્વાસોચ્છ્વાસ કંઠને રૂંધે છે, શબ્દને અવરાધે છે. થોડીક વાર આરામ લીધા પછી )

હાંક નથી બેસતી, વજાંગ !
બદલે માગી લ્યો કોકને

( ભર્યા ભર્યા મેઘ સગાથે બીજો મેઘખંડ ઉભો હોય એવા તારણહાર ને પર્વત માનવમેદનીના સરોવરઆરે આઘે ઉભા છે. ત્હાંથી પર્વતે વજાંગને હસતાં હસતાં હાકલ પાડી. )

પર્વતઃ વજાંગ ! સોમેરિયાને આમ
ન હોય અપમાનવાનું
તરણીના તારણહાર તો બેલતા નથી ?
જંગજબ્બર કે જગતઘેરના
સામના કાજે રાખ્યા હશે પુરાંતે ?

( વજાંગ સમીપે જાય છે; માનવસાગરને કાંઠે જાણે નણુ જહાજ ઉભાં. )

વજાંગ· એક સાથીડાને શોધતો’તો,
ત્હા ગામમહેમાને રમવા માગ્યું;
ને નઠારાઈ નહિ મહેમાનની માગ
પર્વત! તારજીહાર ત્હારા ચમોવડિયા.

પર્વત ના, ના, મ્હારા માથાના મુગટ

વજાંગ ખેવયે, ત્હારી મ્હાગે મૂઝયે.
પેલા ગુલાબગરા તો
નીવટ્યા ટાગડી પરિવાન

સ્હામસ્હામા વડસ્તંભ સમા પર્વત ને તારણહાર
ઉભે છે. ખેલ જામે છે,-ગીત વાધે છે. )

કે જાણે ચન્દરવો વનચોકનો રે,
કે જાણે વનહરિયાળીનો થાળ જો !
કે જાણે ઘુમ્મટ વનમન્દિરનો રે,
કે જાણે કલ્પવૃક્ષની કો ડાળ જો !
કે વડલે ફૂટે ફૂવારા તેજના રે.

**પર્વત:** ( સ્વગત ) તારણહાર આવ્યો:
'કે જાણે ઘુમ્મટ વનમન્દિરનો રે.'

**વજ્રાંગ:** ( સ્વગત ) મર્યાદાને પડ્યો તારણહાર;
જાણે ક્ષત્રિયવટનો ખેવટિયો;
'જાણે કલ્પવૃક્ષની કો ડાળ જો !'

( તારણહારે દડાને ગેડી મારી તે જાણે ગદા પડી. પર્વતે ગેડી આડી નાખી. ધનુષ્યદડના કટકા થાય એમ પર્વતની ગેડીનો કટકો આભમાં ઉડ્યો, ને દડો પાળ વળોટી ગયો. વનરાઇનો ચોક ગાજી ઉઠ્યો; રામેરિયાથી યે સોમેરિયું અધિકું ગાજ્યું, એ ફટકો હતો ક્ષત્રિયવટનો.

પર્વતે આવી પ્રથમ વજ્રાંગને ને પછી તારણહારને વન્દના કીધી

વળી પાછી રમત જામી, ને ગીતે જામ્યું.)

કે લટકે લહેરાતી જગજૂની જટા રે,
કે પ્રસર્યાં મૂળ તે પૃથ્વીપુરાણું જો !
કે પાંદડે પાંદડે પગલાં કાળનાં રે,
કે વડલો ભાખે ત્રિકાળની વાણું જો !
કે વડલો વનવનના રાસા ભણે રે.

વજાંગઃ આજનો યે રાસો વડલો ભણશે.

પર્વતઃ વર્ષોનાં વર્ષો ગાજશે આજના પડઘા.

( પર્વતે પછી ગેડી મારી, દડો ઉછાળ્યો. શિલાપાટ સમો તારણહાર પર્વતની આડે પડ્યો. વજાંગે દડો પાછો વાળ્યો પર્વતને )

પર્વત· વજાંગ ! ગઢ માંડયા છે આડા,
પણ અદ્ધરથી ઉડશે દો ! ગલોલો,
જાણે પંખી પાળ ઓળંગ્યું.

વજાંગ· એ ઘડી કયહા કે ઉડતાં પંખી પાડું ?

પર્વતઃ જોજે ને જાગજે.

( પર્વત ગેડિયો વીંઝે છે. ઉડણપંખી સમો દડો તારણહારને માથે થઈ અન્તરિક્ષે ઉછળે છે. વજાંગથી વ્હામેક દડો ઉચેરો ઉડતો આવે છે વજાંગ દરણહાળે કૂદે છે, ગેડીગોળમાં દડાને ઝપી

પાડે છે, ને પાયે મૂકી ગેડી વીંઝે છે—જાણે વીજ-
દંડ વીંઝયો ન હોય! પર્વત વાંસજાળ ઉછળે છે,
પણ દડો પાળ ઓળંગી પાર પડે છે.
પર્વત આવી વળી વજાંગને વન્દે છે. ઘેરૈયાઓ
વડછાંયડે જાય છે, રમત પૂરી થાય છે.)

જોબન પગી: રામેરિયાનો એ અમારો વજાંગ.
ગામપચે ન્યાયબોલ ન ગણકાર્યો,
તો ન ગાંઠયો ગામપંચને યે.

સોમેરયા ના જણ: શો ફાટયો'તો આભ એવડેરોક?

જોબન પગી: ગામપંચે કહ્યું કૂવો ગોડાવવો છે,
વજાંગે કહ્યું વાવ:
કે દોરી વિના યે પન્થી પાણી પીએ.

સોમેરિયા ના જણ: વાવ એટલે કૂવો ને પરબ ભેળાં.
વજાંગ સાચો હતો પછી?

જોબન પગી: પછી શું? ગામપંચે કૂવો ગોડાવ્યો;
ને વજાંગે પગથિયાં માંડી
કૂવાનો કીધો ભમ્મરિયો કૂવો.

સોમેરિયા ના જણ: પણ પંચકીધું ભાગ્યું નહિ એણે.
ગામપંચનાં માન જાળવ્યાં જતનથી.

જોબન પગી જુગ જુગ જીવજો
તમ જેવા સાચાબોલાઓ
તમબોલ્યો તો છે એ
રાજા રામનો ન્યાયબોલ
પછી ગામચોરે ગામપંચ બેઠું
વજાગનો ન્યાય તોળવાને.
તમરોણુ જ ઉચ્ચાર્યું વજાગેઃ
'પચકીધું ભાગ્યુ નથી, સુધાર્યું છે,
ને સુધારવાનો હક્ક છે સૌને'

સોમેરિયા નો જણ } સેકડો વર્ષે જન્મે છે કોક
એવા અમર વેણનો બોલણહારો.
પછી-પછી પચે શું કર્યું ?

જોબન પગી પછી પચે પાઘ બન્ધાવ્યો વજાગને,
કબટ્લુ કે સુધારવાનો હક્ક છે સાને
ને પછી રાસડા જોડાયા વજાગના.

સોમેરિયા નો જણ } વજાગ ને ગામપચ બન્ને નામેરી
રામેરિયું જીતે જ ને સોમેરિયાને.

**જોબન પગી:** ત્હમે તે કિયા દેશના છો વતની ?
ઝાડવાંની જીભો બોલે છે
પાંદડે પાંદડે વીરવાર્તા,
એના એક જ છો અજાણ ?

**સોમેરિયા નો જણ:** છું તો આ દેશનો વતની,
પણ ભાગોળે જ ભૂલો પડયો'તો
દશેક વર્ષો સુંબઈ રહી આવ્યો;
આવ્યે ગામભાગોળને ય ન ઓળખો.
આ દાયકામાં ગામપલટો થયો છે
એટલો મ્હોર સૈકામાં થયો ન્હોતો
—અને આ તારણહાર કોણ છે ?

**જોબન પગી** એ છે કોક કારમા પુરુષ.
ગેબની ગુફા જેવા,
સોમેરિયાના સાવજધરા સમા
એ છે રામેરિયાના રામ
એની છે વિરાટપગલીઓ.
પ્રથમ પગલે એણે
કૂવા ગળાવ્યા, થાળાં સમરાવ્યા.
ખાખચોકના ખાખી તગારા વહેતા,
અને એ કેલ પૂરતા-કેલ
એણે જ ગામપચને વાળ્યું:
પાઘ પાયે ધર્યો, ને રોષ ઉતરાવ્યો.
પંચે પહેરાવ્યો એ પાઘ પછી વજાંગને

નો જણ: }ને પેલા ખાખચોકના ખાખી !

જોબન પગીઃ એ તો મતવાલો છે સૌથી અદકેરો.
કાલની વાત છે–અઠવાડિયાપખવાડિયાની.
ખાખીની જમાતે પાળ બાંધી–
તળાવની ભાગી પાળ;
વણપૂછ્યે કે વણકહે.
પાડાઓ વઢયા, ને પાળ ભાગી.
ખાખીઓનું ઝુંડ ઉલટ્યું,
જાણે નળ ને નીલની સેના.
પલકમાં ભાગી પાળને બાંધી,
ને વહી જતાં પાણીને અવરોધ્યાં.
ગામપટેલે ખાખીનો પાળિયો રોપાવ્યો,
તારણહારે ખાખીને દંડવત્ કીધા
તે તિથિએ તારણહારે
ધૂમાડાબન્ધું ગામ જમાડયું
આંબાવાડિયાના છાંયડાઓમાં.

સોમેશ્વરચા નો જણ: }રામેશ્વિયું છે બડભાગી કે
આટઆટલા મોઘી છે એના મોડવીઓ.

( રણુણુ રમ્, રણણણ રમ્ પડઘમ વાગે છે.
રણસ્તંભ સમા વડલાના થડ સન્મુખે લોકમેદની
રાજે મળે છે
લોકમેદનીને માથે તારણહારનો ઘણ્ટટંકાર
ગાજે છે. )

ગોપિકા કય્હાં ?

( રાજરાણી પધારે એમ લોકમેદનીમાંથી તરતી તરતી ગોપિકા આવે છે. )

જયકલગી ધરાવો વજાંગને.

( લજ્જાનાં નીરે નીતરતો વજાંગ ગોપિકાને વન્દે છે, જયકલગી સ્વીકારે છે. મેઘ ગાજે એવી લોકસંઘ ઉભયની વન્દનઘોષણા ગજાવે છે. )

તારણહાર: વીજળ કય્હાં ?

( મુખડે કુંકુમશેરડા પાડતી વીજળ લોકચોકમાં આવી ઉભે છે. )

માળા પ્હેરાવો પર્વતરાજને.
પર્વતરાજની હાર તો હતી
જીતને યે જીતે એવી.

( ઢાળી આંખડીએ પર્વતનાં દર્શન કરતી વીજળ પર્વતને માળા પહેરાવે છે; જાણે હેમકૂટે મેનકા ઉતરી ! લોકવૃન્દ કીકીયારીઓ બોલે છે, બંસી વગાડે છે, પડઘમો ગજાવે છે. )

વામન: બહુ જોઇ નાંખ્યા—

પડખેનો } આપના શોખા શહેરીઓને
જણ } વ્હાલી રમતો કઇ ત્હારે ?
ગેડીદડો તો ગામડિયાઓનો.

વામન' ટેબલ ટેનિસ ને બેડમિન્ટન.

(આંખડી મટમટાવતો ગામડિયો વણસમજ્યો ઉભો છે, જાણે કોઇક કૌતુકને જોતો ને સાંભળતો ન હોય)

સ્હમજ્યા કાંઇ, રંગરસિયા !
કે એ શી ચીજ છે !
(સ્વગત) ગામડિયા શા સ્હમજે શહેરીના ખેલ !

(ચાસન) ગટાપરકાનો ઉછળતા ફૂલદડા,
ને પીંછાની ઉડતી કલગીઓ,
જાણે હારજીતની કલગીઓ ઉડી !
બાઇઓ રમે–બાઇઓ એ
સ્ત્રીસ્વાતન્ત્ર્યના યુગમાં—

(સાંભળનું લોક ખડખડાટ હસી પડે છે, જાણે વગડામાં વડલાનાં પાંદડાં વેરાયાં !
રણઝણ રમ્, રણઝણ રમ્ પડઘમનીની પડઘમ વાગે છે, ઝાંઝરીઓ બોલે છે, વાજાં ડોલે છે ખડખડાટનું ગગનગાજ પણ ડોલતું લાગે છે)

ગ્રામેશ્વિયાની ઘેર' બોલો રામેશ્વિયાનો—

તારણહાર: (ઉછળતી વીજળી શા હાથ ઉંચા કરી દુહાઈ દઇને)
નહી, નહી, જોબનઝુલન્તાઓ !
ન હોય એવા વ્યક્તિવાદ.
સદાસર્વદા જય એકનો જ હોય;
દેશમાતાનો, જગદંબાનો, આશાપૂરીનો.
બોલો આશાપૂરીનો જય !

લોકમેદની: જય, માનો જય.

(આભક્ડંતા લોકગર્જનાના પડછન્દવા ગાજે છે: અન્તરિક્ષનાં જળ ડોલે છે; ગામવનિતાઓના વડલાના ગીતના છેલ્લા સૂર બોલે છે:)

કે વડલો વનલક્ષ્મીનો રાજવી રે,
કે વડલો જગવાડીનો જોગેશ જો !
કે વડલો વિધિવાવ્યો છોડ ભાગ્યનો રે,
કે જગનો વડલો ભારત દેશ જો !
કે જગવડલા ! શોભાવી જગ શોભજે રે.

વજાંગ: ગેડીદડે તો ભારત જગ જીતી આવ્યું.
દિગ્વિજયનો ડંકો વગાડયો
પૃથ્વીની પ્રજાપ્રજાના ચોકમાં.
ધ્યાનચંદ તો છે કોક
ધ્યાનમસ્ત જોગન્દર જાણે.
પવનપાવડીએ ઉડે છે–પવનપાવડીએ.

તારણહાર: સાચેસાચ ! ને ભારોભાર !
ભારત છે જોગન્દરોની જગનભૂમિ.

ꠅ

# અંક ત્રીજો

## સરોવરિયાના આરસઓટે

---

( પ્રફુલ્લતા મ્હોટા પદ્મ સમો, સરોવર વચ્ચે, આરસઓટો છે, અને પદ્મપાંખડીએ બેઠેલા ભમરા સમો પગથિયાંની પાળે આંબાવાડિયાનો અડબંગ ત્હાં બેઠેલો છે. સરોવરની લહરીઓ એ ગણતો હતો, જળરેખાના અક્ષરો વાંચતો હતો; ભાવની લહરીઓ અંજલિમાં ઝીલતો હતો, પાણીમાં પડેલ ગગનના પડછાયા શોધતો હતો. સહસા એના આત્માનાં ચિન્તવન ગીતમાં ઉભરાઇ સરોવર પગથારે પથરાઈ રહ્યા )

હા ! દુનિયાં દેવોની ? કે દાનવની ?
મતિ મૂંઝાઈ જાય છે,
આત્મા તણે જગભુલામણીમાં પડ્યો
બોલો, ઓ અગમ્યના આચાર્યો !
દુનિયાં દેવોની ? કે દૈત્યોની ?

હાં રે કોઇ ઉત્તર ત્રિકાળનો બોલો,
કે દુનિયાં દેવોની ? કે દાનવની ?

વિશ્વવાંચન્તા ઓ નવમહર્ષિઓ !
આપો એ અગમ્યનો ઉત્તર કે
વિશ્વવિભૂતિઓ સુરોની છે ? કે અસુરોની ?
માનવી-માનવીને મુખડે વાંચું છું
અગમ્યની લિપિના એ અક્ષરો;
પણ આછા આછા અને અધૂરા.
વિજ્ઞાનના પ્રયોગો બોલે છે,
શાસ્ત્રનાં સૂકતો ઉચ્ચારે છે,
એવા સ્પષ્ટોચ્ચાર નથી વંચાતા
સંસારશાસ્ત્રની અક્ષરજ્યોતના.
—કે નવસંસારશાસ્ત્રની શાસ્ત્રીયતા જ
હજી ભાંખડિયે ચાલે છે ?

(ફાલ્ગુણી પૂર્ણિમાનો વસન્તોત્સવ ઉજવતા વસન્તઘેરૈયાઓની ઘેરગર્જના ગામઘાટે ગાજે છે, અને રામેરિયાની પાળે પાપપુણ્યની ઝાડવિશાળી હોળી પ્રગટે છે. વનકિન્નરીઓ સમી ગામગોપિકાઓ ત્યહાં ગરબે રમે છે, પડતી રાત્રીની આછેરી ચન્દનીમા ગીતપ્રભાના ચમકારા વેરે છે. ગામકિન્નરીઓના ગીતે ગગન ગાજે છે.)

વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !
પુરને મહેલ શી ઉણપો હશે ?

લીલમલીલી આ કુંજે ઘેરાય, ત્ય્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે ?
વનના આમન્ત્રણ આવ્યા, સાહેલડી !

(વસન્તની મન્દ મન્દ સરોવરલહરીઓ આવી આવી આરસઓટાના પાળપગથિયે રમી જાય છે અને એ એકએક જળલહરી આંબાવાડિયાના અડબગના હૈયામાં એકએક તરંગમાળા જગાડી જાય છે)

આબાવાડિ સસ્કૃતિમાથી પ્રકૃતિમા આવ્યો છું
યાનો અડબગ પ્રકૃતિના શાસ્ત્રો ભણવાને કાજ
પણ અજબ છે અંહીના અક્ષરો
ખેતર ઉભરાય, ધરતી છલકાય,
ત્હો ય ખેડૂતના કોઠલા છે ખાલી.
સાચેજને ! નદી પ્રગટે ત્ય્હા રહેતી નથી
તાણી દઈ વહી જાય છે ધનનું ઝરણુ
કપરો છે—કપરો આ વગડો વાચવો
માનવીની આખડી–આંખડીમા વાચતો,
એવું અદ્ભુત અદ્ભુત વાચુ છું
પુષ્પપાખડીઓની રેખારેખામા
સહમલિગને સરોવરે હતી
એ દાતમ્વામીની કલારચના;
એમ એ દોરી ખેચી
સહુઅ ઘટડીઓ વગાડવી છે મ્હારે

મ્હારા ઓક્ષફર્ડના શિક્ષણયજ્ઞની
પૂર્ણાહુતિ થશે અહીં-રામેરિયાને ઘાટે.
શહેરોમાં છે પાઠશાળાઓ ને શારદાપીઠો;
વનમાં છે શારદાપીઠોનાં શિક્ષણશાસ્ત્રો.
મહર્ષિઓના પુણ્યાશ્રમો હતા
પ્રકૃતિસરોવરોની પાળે પાળે.

( ગામઆરેથી નીતરતો ગીતબોલ આવે છે. )

વનમાં કોયલડી ટહૂકે, સાહેલડી !
પુરમાંની મેના તો પીંજર પડી;
વનમાં કો ગોપિકા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ન્હડી:
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !

આંબાવાડિયાનો મમ્માદેવીનો કુંડ, લંડનમાંનું સરપન્ટાઇન,

અડબંગ: પડછે રામેરિયાનું હિન્ડોળા ખાતું આ સરોવર;
એ કૃત્રિમ ભાસતાં નથી ?
આ છે નિઃસર્ગનો કેલાખંડ;
શહેરોના કુંડો બન્ધિયાર છે-બન્ધિયાર,
પેલા કાંગરિયા તળાવ જેવા.
પણ શહેરના પવને જાણે બાંધેલા;
વાયરાના વટોળે ન વાય શહેરોમાં.
અને પેલી વેલીછાયી પર્ણશાળા ?
શહેરો પત્થરમાં વેલીઓ કોતરે છે,

અને એને કહે છે કલા.
પત્થરકોતરેલી એ તો છે કલાછાયા;
આ છે અંહિયાંનો કલાછલકાટ.
વનનાં અનુકરણે શહેરો
મહેલોને ને હવેલીઓને રંગે છે.
પર્ણશાળામાં સીતારામ રહેતાં,
વાલ્મીકિ ને વ્યાસ રહેતા,
ક્રાન્તદ્રષ્ટા કાળસ્વામીઓ રહેતા.
પર્ણશાળાને પાંદડે પાંદડે,
આંબાવાડિયાને મ્હોરે મ્હોરે,
કવિતાનાં કિરણો ચમકે છે,
જેવાં ચમકે છે જળલહરીની કીકીકીકીમાં.

(ચન્દનીને ચમકાવતા રાસેશ્વરીઓનાં ગીતકિરણો આવે છે )

વનમાંહિ કેસરીની કેસર, સાહેલડી !
પુરમાં કિરીટીનાં કિરણો સ્ફુરે;
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરે:
વનના આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !

( મસ્તકમાં બાણ વાગ્યા સમુ આંબાવાડિયાનો અડગમ અનુભવે છે. વિચારલહરીઓ ઘડીક થંભી જાય છે, વાયુલહરીઓ પે આભ જેવી સ્થિર

ભાસે છે, બુદ્ધિને જાણે વીજળી વાગી ને મૂર્છા
આવી એ બુદ્ધિમૂર્છા વચ્ચે દુનિયાનું મહાસત્ય
એની આંખોમાં પ્રગટે છે.)

નરાતાર સાચનું એ ઉચ્ચારણ,
જાણે કો મહર્ષિનો મન્ત્રબોલ;
નિતારેલું ને નીતરતું દુનિયાંનું મહાસત્યઃ
'પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરે.'
મુંબઇ ન્યૂયોર્ક લંડનમાંના
સોનાના ઢગલા ઉશેટી લ્યો;
પાછળ શાં રહેશે ત્હા આકર્ષણ ?
છપ્પનિયાથી યે મહાભયંકર દુકાળ
રામેરિયામા સોનાના ઢગલા નથી,
ઠામઠામ છે ઉકરડાના ઢગલાઓ;
એ રામેરિયું મુંબઈને જમાડે છે.
વર્ષાની વાદળી વરસી ગયે
હજાર ઓડિયાં ઘઉંનાં મોકલે છે રામેરિયું
મુંબઈનો ભૂખમરો ભાગવાને.
કેટલાં યે રામેરિયાં ખોળા ઠાલવે છે,
ત્હારે મુંબઈ આરોગે છે
નિત્યનિત્યની એની શાકભાજી
ગામડાંઓ કેરી ન પાઠવે
તો મુંબઇ કાલે કેરીભૂખ્યું રહે.
નદીઓ સાગરને પોપે છે
એમ ગામડાં શહેરોને પોષે છે.

પેરીસિયણો માણે છે દ્રાક્ષનાં ઝૂમખાંઓ.
એ દ્રાક્ષઝૂમખાં પેરીસમાં કેટલાંક ઉગ્યાં ?
વૈરાગ્યને શહેરો ઓળખતાં નથી;
વૈરાગ્ય તો ગામડાંઓનો જ;
પણ શહેરોના વિલાસો યે ગામડાંપોખ્યા છે.
પાટલીપુત્રમાં યે નહિ,
કે યેરૂસેલમમા યે નહિ;
ભગવાન બુદ્ધ ને ભગવાન ઇશૂ ખ્રીસ્ત
જન્મ્યા હતા ગાંમડાઓમાં
વન એટલે તપોભૂમિ,
શહેરો એટલે વિલાસભૂમિ.

(વસન્તવિહારિણીઓનો ગીતમેલ ઢોળાય છે.)

વનમાં સરોવર ઘેરાં, સાહેલડી !
પુરના તો કુંડ કાંઇ છાછરછલ્લા;
વનમાં શકુન્તલા, ને વનમાંહિ રાધિકા,
પુરમાં તો કુબ્જાનાં કામણ, ભલ્લા !
વનનાં આમન્ત્રણ આવ્યા, સાહેલડી !

(આબાવાડિયાના અડબંગનાં દૃષ્ટિકિરણો સરોવર જળમાં કાંઇક શોધતાં ડૂબકી મારે છે એ જળ તન્દ્રામાંથી જાગ્યે)

આંબાવાડિયાનો અડબંગ. પાલવે ફર્યો, હાઈડ પાર્કમાં ઘૂમ્યો,
પારીસની પ્રોમીનેઇડમાં વિચર્યો.
નરનારની ઘણીખરી દીસતી'તી ત્હાં
Show-room beauty,

વસ્ત્રો, અલંકારો, ઠાઠમાઠ,
ને રંગોના ઓપ કે ઓધરાળા.

રૂપ શું ઉપટી ગયાં અવનીમાંથી ?
શહેરોમાં સુન્દરી એટલે સજાવટ.

કવિવર કાલિદાસ કહી ગયા છે કે
અવન્તીની રૂપસુન્દરીઓ એટલે
નયનોનાં નખરાં ને નાચ.

મુંબઈની, ન્યૂયોર્કની, લંડનની શેઠાણીઓ
આરોગ્ય શોધવાને જાય છે ગામડાઘાટે;
ને ભાતામાં ખાધી જાય છે મન્દવાડ.

મહાસંહારક મરકીનો રોગ
લંડનમાં ને મુંબઈમાં જન્મ્યો ન્હોતો ?
આરોગ્ય એટલે સૌન્દર્યનું સિંહાસન;
આરોગ્યને સિંહાસને સૌન્દર્ય વિરાજે.
જેવાં શહેરોનાં આરોગ્ય, એવાં શહેરોનાં સૌન્દર્ય.

વૃન્દાવનની સઘન ઘટાઓમાંથી,
કણ્વાશ્રમની પ્રકૃતિલીલામાંથી,
પૃથ્વીપાવની પંચવટીમાંથી વહી છે
શૃંગારરસની પરમ જગતકવિતાઓ.

સો જૂલિયેટની એક શકુન્તલા,
ને સો શકુન્તલાની એક રાધિકા;
—જે ભગવાનને યે મોહ પમાડે.

આરકેડિયાની કુંજઘટાઓમાં

ગોપકુળે ગાયું ને માણ્યું,
એથેન્સ, રોમ, કે હસ્તિનાપુરમાંથી
એ ગીત ગવાયાં નથી હજી.

મથુરામાં હતી કંસદાસી કુબ્જા,
ને કુબ્જાના હતા કામણ,
વૃન્દાવનને પાદડે પાદડે આલેખાયેલી છે
રાધિકાજીની વનકવિતા.

કુંજઘટામાં ઉજવાઈ'તી રાસપૂર્ણિમા;
મથુરાનગરીમાં ઉજવાયો'તો ધનુષ્ભંગ.
સંસ્કૃતિ શહેરોને શણગારે છે,
પ્રકૃતિ ગામડાંને સોહાવે છે
બોરીબન્દરના કવિતમહેલ ગામડાંમાં નથી.
ખરું, પણ બોરીબન્દરની મહેલકવિતા
છે રામેરિયાની પડમાળાના
આછેરા અનુકરણઅક્ષરો.

અડધેરાંક શહેરો ગામડાંમાં જાય
ને અડધેરાંક ગામડાં શહેરોમાં આવે,
તો જોગ જામે માનવકલ્યાણનો.

ગામડાંમાં કંઈક પ્રવૃત્તિ પ્રગટે,
શહેરોમાં કંઈક નિવૃત્તિ ઢોળાય;
કંઈક મુંબઈ ગામડાંમાં આવે,
કંઈક ગામડું મુંબઈમાં જાય;
સંસ્કૃતિ ને પ્રકૃતિનો મહાસમન્વય
એ છે માનવકુળની કલ્યાણલક્ષ્મી.

(વસન્તચન્દનીની ફરફરમાં ગીતચન્દનીની ફરફર વરસી જગતને અજવાળતી હતી. એ ગીતઅજવાળે આંબાવાડિયાનો અડબંગ અવનવા કાળ બોલ વાંચતો.)

વન કેરા આંબલા મ્હોર્યા, સાહેલડી!
પુરમાં કટોશઘાટ કુડાં ઉભાં;
વનમાં જોગી જહાંગીરી આણે, સખિ!
પુરમાં ગરીબીનાં દિલડાં દૂભ્યાં:
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી!

આંબાવાડિયાનો ઇતિહાસ! હા! માનવવંશની કાળકથા:
અડબંગ: જગતૃઇતિહાસના મૂળાક્ષરો
કોતરેલા છે ગામડાને હૈયેહૈયે.
કાળના અણદીઠ અક્ષરો
વાંચતાં આવડે તો વાંચો.
ગામડાંનું લોકપંચ એટલે
કપિલવસ્તુ, લીચ્છવી, ને કૌશાંબીની,
એથેન્સની ને રોમની,
લોકસભાઓનો ગોત્રપુરુષ.
સિન્ધુબ્રહ્મપુત્રાના મહાનદોનાં મૂળ છે
પેલી માનસરોવરની સરવાણીઓમાં.
અદ્દ્ભુત દીઠું એ તિથિએ અંહી–
રામેરિયાનું મળેલું ગામપંચ.
માનવ–માનવમંડળે વસેલી,

લોકપંચ એટલે વિટાન એ ગેમટ;
પાર્લમેન્ટોની માતાની યે માતામહી.
અને પેલો ગામચોરો!
જગતની જૂનામાં જૂની એ હાઈકોર્ટ.
ગામડાનો ઠાકોરદ્વારો પહેલો?
કે રોમનું સેન્ટ પોલ?
કે કાશીનું કાશીવિશ્વેશ્વર?
કે સિદ્ધાચળનાં આરસમન્દિરો?
ઠાકોરદ્વારાની ઝાલર વાગ્યા પછી
સહસ્રલિંગની વાગી'તી સહસ્ર ઘંટડીઓ.
ધૂડી શાળામાંથી શારદાપીઠો થઈ.
'બ્રહ્મવિદ્ બ્રાહ્મણ હોય પ્રજાપુરોહિતઃ'
પ્રાચીન શિક્ષણશાસ્ત્રનું એ ચક્રવર્તી સૂત્ર.
પછીના પાંચેક હજાર વર્ષના પ્રગતિવાદે
શા શા કીધા સુધારા
શિક્ષણસૂત્રના એ વિશ્વસત્યમાં?
કો સાંદીપનિ અવતરે,
તો સ્થાપે શારદાપીઠ
ક્ષિપ્રાને આરે કે તક્ષશિલાની ખીણમાં.
કો શંકરાચાર્ય જન્મે તો,
ચતુર્દિશાના ચાર દિશાસ્તંભ સમી
માંડે ચાર-ચાર વિદ્યાપીઠો,
ભારતની ચતુર્ભુજાઓ જેવી.
કાલે પ્રજારાજ્યો હતાં;

આજે મંડળમહારાજ્યો છે;
પૃથ્વીની પ્રજાપ્રજાનું પૃથ્વીપ્રજામંડળ છે.
એ સૌનાં જનકજનની કોણ ?
એથેન્સ ને સ્પાર્ટા ને રોમનાં
પેલાં City States ને ?
વડોદરાને પાણી પાય છે
આજ આજવાનું સરોવર:
પાટલીપુત્રને જ્ઞાનજળ પાતું નાલન્દ;
હસ્તિનાપુરને જ્ઞાનજળ પાતું બ્રહ્માવર્ત;
માનવમહેરામણ સમી લંડનનગરીને
જ્ઞાનજળ પાયાં છે બે શારદસરોવરોએ–
વગડાવાસી ઓક્ષફર્ડે ને કેમબ્રીજે.
સરિતાઓનાં મૂળની પેઠે
સંસ્કૃતિઓનાં યે મૂળઝરણાં
છે અગોચર દેશમાં વનવગડે.

(વસન્તવિહારિણીઓનું ગીત પૂરે ઝ્હડયું હતું;
અને એ ગીતઝરતી ઢોળાતી હતી રામેરિયાના
સરોવરપગથારે ને ગામલોકના હૈયાકુંભમાં.)

વનમાં તપોવને તપસી, સાહેલડી !
પુરમાં વણિક કાંઇ વણજે ખીલ્યા;
વનમાં તો વિશ્વનો વિહારી વિહારે, ને
પુરમાં મનુષ્યની ઝગકે કળા:
વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !

(જળપગથારેથી શબ્દ પ્રગટ્યો, અને એ શબ્દદોર ને ઝાલીને ગોપિકા આરસઓટાની શિલાઓમાં ચ્હડી આવી; જાણે વસન્તપૂર્ણિમાની વસન્ત દેવી પધારી.)

આંબાવાડિયાનો અડબંગ: કોણ ? ગોપિકા ! તું ક્‌હાંથી અહીં ?

ગોપિકા: ચન્દનીમાંથી ચન્દ્રમાની સ્હોડમાં.

(ધરતીકંપ સમો ક્ષણેક આંબાવાડિયાના અડબંગને દેહકંપ થાય છે, ને પછી ધરતીકંપની પેઠે જ શમી જાય છે.)

આંખમાંનું આમન્ત્રણ વાંચ્યું'તું વસન્તપંચમીએ
ને નાવડું આવ્યું તેડવાને;
તારણહારની તરણીમાં તરતી આવી.
પૂર્વમાં જો; ઉગે છે પ્રફુલ્લ પાંખડીએ.
આજે છે મ્હારે વસન્તપૂર્ણિમા.

આંબાવાડિયાનો અડબંગ: ગોપિકા ! તું સાચી છે—
સાધ્વીઓ સદા સત્યમૂર્તિઓ હોય.
ખરૂં; કવિઓ સંસ્કૃતિઘાટે યે વસતા
પણ વાલ્મીકિ ને વ્યાસના કવિતાપ્રવાહ
જુગજુગ પૂર્વે પ્રગટ્યા'તા પ્રકૃતિઘાટેથી.
ખરૂં, શેક્ષપીયર લંડનમાં રહેતા,
ને રેસીની વરસેઇલ્સમાં;
પણ મરતાં યે મનમ્હોટેરો માઘ
ગયો ન્હોતો ધારાનગરીએ.

અણુહિલ્લપુરપત્તનના રાજરાજેશ્વરો
સેવતા'તા દેવસ્થલીનો સરસ્વતીઆરો
સુવર્ણસિંહાસનો પરિત્યાગીને.
શીલગુણ સૂરી ને હેમચન્દ્રાચાર્ય
વાવતા'તા પુણ્યનાં વાવેતર
ગુજરાતની પાટનગરીમાં,
તપોભૂમિમાં તપશ્ચર્યા તપી તપીને.
માનાં ધાવણની પેઠે
પ્રકૃતિને હૈયે વહે છે સદા
જગતનાં કવિતઝરણાંઓ.

ગોપિકા: માનવીને મુખડે કવિતા નથી ત્હારે ?

બાવાડિયાનો છે–નિ:સન્દેહ છે

અડબંગ: માનવીમુખડે કવિતાના મન્ત્રોચ્ચાર;
પણ શ્રી હરિને મુખડે છે અધિકડા

ગોપિકા: અને આ આરસશિલાઓ શેની વેરી છે ?

બાંખાવાડિયાનો એ છે રામેરિયાના ભાગ્યલેખ.

અડબંગ:

ગોપિકા: રામેરિયાની જન્મોત્રી લખતા હશો.
વિધાતા લાગો છો–વિધાતા દેશના.
—પણ એવા ડૂબ્યા'તા–એવા ડૂબ્યા'તા
વિચારલહરીઓના વમળોમાં
કે નાવડું છૂટી ગામપાળે ગયું
એ દીઠું યે નહી ઉઘાડી આંખે.

આંબાવાડિઆનો એવી ભૂલો તો રોજ ભૂલજો—

અડબંગ: એ ભૂલે ભાગ્ય ઉઘાડયાં મ્હારાં.
પરમ વસન્તલક્ષ્મી પધારી
મ્હારે આરસઓટે એ ભૂલપ્રતાપે
તરણી તરાવતાં શીખ્યાં લાગો છો ખરાં!
કોણે શીખવ્યું એ?

ગોપિકા: તરણીના તારણહારે.
ત્હમારી તરણીનાં હલેસાંઓ ભળી'તી.
પગલીમાં પગલી પૂરી
તરાવી લાવી અહીં જળતરણીને

તારણહાર: જીવનનાં જળે એવાંક છે,
માપ તો ઓળખવામાં માપ,
નહિ તો સાગરમાં યે ન સમાય.
તરતાં આવડે, એને તારતાં યે આવડે
સરોવરની સ્હાગી પાળેથી
કમળ વીણી આવો છો
પ્રભાતે પ્રભાતે પૂજા કાજે.
જોઉં છું જરી પાર્થનું બાણ!
લક્ષ્ય વીંધી પાછું ભાથે વળ્યું.

તારણહાર: કહું ? સાચ્ચું કહું ?
કહું તો સાચું માનીશ તું ?
દુનિયાં ક્યારેક ભાસે છે દેવોની,
ને ક્યારેક ભાસે છે દાનવની.
ગોપિકા ! સાંભળ મનની મૂંઝવણ,
અને બોલ ચિરંજીવ ઉત્તરબોલ.

(આદ્યશક્તિની સન્મુખે શંકર ભગવાન ઉભે એમ કંઈક અંગવિલાસમાં ઉરવિલાસ ઢાલવતો ઢાલવતો, ભાવોર્મિને હિન્ડોળે ડોલતો ડોલતો, તારણહાર મનમૂંઝવતો પ્રશ્ન પૂછે છે.)

હો ! દુનિયાં દેવોની ? કે દાનવની ?
હાં રે કોઈ ઉત્તર ત્રિકાળનો બોલો,
કે દુનિયાં દેવોની ? કે દાનવની ?
હાં રે દિશા-દિશામાં વેણુ એહ નાંખ્યું;
હાં રે કોઈ કહે છે આ મોહિની માધવની:
હો દુનિયાં દેવોની ? કે દાનવની ?
હાં રે નરનાર પૂછે ગેબને પ્રશ્નો,
હા રે જગની મોતીમાળ કેટલા ચવની ?
હો ! દુનિયાં દેવોની ? કે દાનવની ?

ગોપિકા: ઓહ્હો ! એટલા કાજે જ
મૂંઝાતા હતા મહારથી ?
એનો ઉત્તરબોલ તો છે
પાણીના જેવો પારદર્શક.

( પ્રકૃતિની પુત્રી સમી આભપરા નૃત્યે નાચતી ગગનમંડળ નીચેનું અન્તરિક્ષ વાંચતી ગોપિ ઉત્તર આપે છે. )

હાં રે આભ દેવનાં, ને પાતળ દૈત્યનાં;
હાં રે રમતી દુનિયાં સદા ય છે માનવની:
હો ! દુનિયાં માનવની, માનવની.

હાં રે સહુ સુણજો ત્રિકાળનો પડઘો
કે દુનિયા માનવની, માનવની.

( વેરાયેલી શિલાપાટો ઓળંગીને ગોપિકા જઈ એ આતમવિહારીની છાયામા બેસે છે.

ચન્દની જામી છે; આભમા તરતા ચન્દ્રમા મમો સરોવરનીરમાં જ્યોત્સ્નારંગીનો આરસઓટો પ્રકાશે છે, અને મનોરથનાવડામાં તરતી તરતી એ વસન્તબેવડી આતમભાવમાં રમતી આનમદેશે વિહરે છે. )

તારણહાર: ને મહર્ષિઓ મથે છે
માનવીના દેવ સરજવાને.

ગોપિકા ! તું મ્હારી ગુરુ
મ્હારાં ઓક્ષફર્ડનાં અધૂરાં ભણતર
તું પૂરાં કરે છે અંહી.

ગોપિકાઃ ઓક્ષફર્ડમાં ઉગતી’તી આવી વસન્તપૂર્ણિમા ?
આવી ચન્દની વરસતી’તી ?
મસ્તકે ને હૈયે ?
ગુર્જરકુળોની આ કવિતા–

તારણહારઃ ઓક્ષફર્ડમાં ઉગતા નથી
આવા ચન્દ્ર કે આવા સૂર્ય.
સૂરજચન્દ્ર ત્ય્હાં ઉગે છે તીરછા;
ખધું તેજમંડળ જ તીરછું.
સૂર્યચન્દ્ર સમાં જગતનાં મહાતેજ–
ધર્મધુરન્ધરો, ઋષિવરો, પયઘમ્બરો
પૂર્વમાં જ પ્રગટ્યા છે સદા.

ગોપિકાઃ પણ કરો છો શું ત્હમે અંહિયાં ?
નિત્યનિત્યે ? આ આરસઓટે ?
સમાધિ માંડો છો ?–સમાધિ ?

તારણહારઃ અહીંથી જડશે જગતની જડીબુટ્ટી.

ગોપિકાઃ અહીંયાંથી ? આ ઉખાડેલીવેરાયેલી
શિલાઓના ઢગલાઓમાંથી ?
દુનિયાંપારનું દેખો છો કંઈક.

તારણહારઃ રતન શોધવાનાં હોય
ત્ય્હારે ખાણ ઉખેળવી પડે છે.
–ને ગોપિકા ! ગા પેલું ગીત–સરોવરપાળનું;

( ) સ્હામે આરે એકાકિની બેસી
હૈયું ઉઘાડ છ એ

ગોપિકા: તું યે સરોવરપારનું સાંભળ છ સ્હારે.
સાંભળ, સંસારસરોવરની પાળના હંસલા !
સાંભળ મુજ સરોવરનું ગીત.

તારણહાર: ત્હારૂં સરોવર છાલકે છલકાશે
ને ભરશે સીમના ભંડાર.
ગોપિકા ! પાજે એ પાણી
વનને ને જનને.
ત્હારી આંખમાં જડીબુટ્ટી છે જગતની.
ત્ય્હાં ઉતરે છે મ્હારા સ્હડેલા સાઠ.

( પ્રફુલ્લેલી ચન્દનીમાં ગોપિકા બીજી ચન્દ્રી હાથવે છે. )

ગોપિકા: ઝીલતાં સરોવરપાળ, ઝીલતાં સરોવરપાળ,
હો સાજન ! ઝીલતાં સરોવરપાળ,
હંસલા બોલે રે, હંસીઓ ડોલે રે:
ઝીલતાં સરોવરપાળ

લહરે રમતાં રે પડછાયા નમતા રે;
ખીલતાં કમળો રે, દિલનાં વમળો રે;
ફૂલડાં વીણતા રે હસવાં ગણતાં રે:
ઝીલતાં સરોવરપાળ.

હંસલા બોલે રે, હંસીઓ ડોલે રે;
હો ! સાજન ! ઝીલતાં સરોવરપાળ;
ઝીલતાં સરોવરપાળ

( ગોપિકાના ગીતે ચન્દની ને ચન્દનીછાંટયાં હૈયાં ચેતનવન્તાં થયાં. પણ પ્રજ્ઞાવન્તા મહાજ્ઞાનીઓના મમા એ ચેતનપૂર હતાં મૌનના ઓધ. આધે–આઘેથી એવે, અન્તરિક્ષ ઓળંગીને, વિરમતું વસન્તગીત આવ્યુ; ચન્દની વરસતી એમ વસન્તબેલડીને માથે વરસતું–વધાવતું આવ્યું. )

વનનાં આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !
પુરનાં યે પુણ્યપાપ ઓછાં નથી;
વનની મઢૂલીમાં સીતા ને રામજી,
રમશું ત્ય્હાં વનની કથાઓ કથીઃ
ચાલો, વનવનની કથાઓ કથીઃ
વનના આમન્ત્રણ આવ્યાં, સાહેલડી !

( જગદબા શી તારણહારને મસ્તકે પરમ આશીર્વાદનો વરદાયી હસ્ત સ્થાપીને )

ગોપિકાઃ એ જ પૂછવાને હું આવી હતી
કે મનની મઢૂલીમાં
સીતાજી ક્ય્હારે વસાવશો હવે ?

( ગોપિકાની એ શબ્દભરતી દુનિયાભરમાં ઉભરાઇ–છલકાઇ રહી વસન્તપૂર્ણિમાએ જગત દામ્પત્યભાવને હિન્ડોળે ન્હડયું. )

ø

# અંક ચોથો

## રામનવમી કે સીતાનવમી ?

---

( ગામચોકમાં મહાજન ભરાયું છે, અને મહાજન મધ્યેથી કયહાંકથી એકલતારાનો રણકો રણકે છે, અને ગામના બ્રહ્મબોલ સમો ભજનનો શબ્દ નીતરે છે )

ઉતરજો એ હરિ! આશીર્વાદ;
મુરલીમાં વહજો અનહદ નાદ:
ઉતરજો એ હરિ! આશીર્વાદ

વનવન શોધ્યા, ગિરિવર શોધ્યા, શોધ્યા ક્ષિતિજના આરા,
શોધી-શોધી સહુ જગતની ગાડીઓ,
દીઠા ન બ્રહ્મકિનારા:
ઉતરજો એ હરિ! આશીર્વાદ.

સરોવર ભરિયાં, સાગર ભરિયા, ભરિયાં આભ અનન્ત;
એક ખાલી અમ ઉરની કટોરી, હરિ!
ભરિયા ન તેં તુજ સન્ત:
ઉતરજો એ હરિ! આશીર્વાદ.

રૂમતું-ઝૂમતું કિરણુ રમે લઈ નિ:સીમના સન્દેશ,
રમજો એવી અમ આતમભાવના
તુજ હદ–બેહદને દેશઃ
ઉતરજો એ હરિ! આશીર્વાદ

મુરલીમાં વહજો અનહદ નાદ
ઉતરજો એ હરિ! આશીર્વાદ.

( રામેરિયાનો ગામચોક આજ ઝલામલા થઇ રહ્યો છે. ચાર દિશાએ આસોપાલવના ચાર દરવાજા હતા અને વચ્ચે વિશાળ પાટ ફરતી ફૂલમંડળી ભરેલી હતી સારા ગામનો આજ ઉત્સવ હતો ગામચોકમા ગામલોકની ભરતી પૂર્ણિમાના જેવી ચ્હડતી હતી )

એક ( તપ્યો તપ્યો ઉતાવળો આવતો )

જુવાનડો. કેમ બધુ અવળું ભાસે છે અહીં?
કોક કહે છે આંબાવાડિયું કપાય છે,
કોક કહે છે રામેરિયું ઉલેચાય છે,
કોક કહે છે દુનિયા ડ્હોળાય છે
આપણે ગામે આવ્યો છે
પેલો આંબાવાડિયાનો અડબંગ,
ત્ય્હારથી મંડાણા છે અવળા મંડાણુ

એક ઉંધી પૂતળીઓ ઉંધુ દેખતી હશે

ગામજણુઃ કે કમળો થયો છે— કમળો ?

આજ તો છે રામનવમીનો ઉત્સવ.

જુવાનડો: રામનવમી કે સીતાનવમી ?
ધર્મોત્સવ હોય ઠાકોરદ્વારે કે ગામચોરે ?

( ટહેલતા ટહેલતા ગામોટ આવે છે )

ગામોટ: એ તો નવા યુગના નવા વાયરા
મુંબઇના શેઠાણીએ આજ
રામનવમીની કીધી છે સીતાનવમી.

( ધણીના ડચકારે ધોરીના ફડફડે, એમ ગામોટ બોલે કાન ફડફડયે )

બીજા ગામજણ: એટલે !

ગામોટ: મુંબઇથી શેઠાણી આવ્યાં છે ને !

પહેલો ગામજણ: હા, આવ્યા છે માંદલાં;
આરોગ્યની શોધમાં
રાજણગલે ઉતર્યાં છે

બીજા ગામજણ: એને તો ત્રણેક માસ વીત્યા
આજે શું છે એનું ?

ગામોટ: એમને અહીં જડી આરોગ્યની જડીબુટ્ટી,
એથી આજે છે આરોગ્યનો ઉત્સવ
શેઠ છે ધનના સરોવર,
ને શેઠાણી હતા ઘોડદોડનાં રસિયાં.
શેઠાણીના ઘોડાઓ
સરોવરનાં પાણી પી જતા.

જુવાનડો: એમનો જ પેલો સેક્રેટરી કહેતો'તો
કે શેઠાણી છૂટાછેડા લેવાનાં છે

ગામોટ: શેઠાણી અધિકું ભણેલાં છે ને?
નવાં છે-બીજવરના છે વહુરાણી.
—પણ એ તો જૂની વાત, મુંબઈમાંની.
વહી ગયાં એ મ્હુડલાં પૂર.
વામનરાવ ગાજી ગાજીને કહેતા
કે સ્રીસ્વાતન્ત્ર્યનો યુગ બેસવાનો છે,
શેઠાણી છૂટાછેડા લેવાનાં છે,
ને મ્હને પરણવાના છે.
ઉતરી ગઈ એ પૂરની વેળ
સાધુકુંજની સાધ્વીના સત્સંગે
રામેરિયામા જડી આરોગ્યની જડીબુટ્ટી;
ને મન મળ્યા શેઠશેઠાણીનાં
જોયોને? સાધુકુંજમાં પછી જગન કીધો;
અને રામેરિયાનાં બાળબાળાઓને
આનન્દાવે છે આજ.
આજે છે આરોગ્યનો ઉત્સવ

પહેલો ગામજણ: આવ્યાં મહેમાન આરોગ્ય પામી જાય
એ તો ગામરાજીપાની વાત.

બીજો ગામજણ: રામેરિયું દેશપકાતું છે પરાપૂર્વથી.
પણ પેલા ક્યહાં? વરરાજા વામનરાવ?
પેખાતા નથી આરોગ્યઉત્સવમાં

આજ તો છે રામનવમીનો ઉત્સવ.

જુવાનડો: રામનવમી કે સીતાનવમી ?
ધર્મોત્સવ હોય ઠાકોરદ્વારે કે ગામચોરે ?
( ટહેલતા ટહેલતા ગામોટ આવે છે. )

ગામોટ: એ તો નવા યુગના નવા વાયરા.
મુંબઇનાં શેઠાણીએ આજ
રામનવમીની કીધી છે સીતાનવમી.
( ધણીના ડચકારે ઘોરીના ફડફડે, એમ ગામોટ બોલે કાન ફડફડયે )

બીજો ગામજણ: એટલે ?

ગામોટ: મુંબઇથી શેઠાણી આવ્યાં છે ને ?

પહેલો ગામજણ: હા, આવ્યાં છે માંદલાં;
આરોગ્યની શોધમાં.
રાજબંગલે ઉતર્યાં છે.

બીજો ગામજણ: એને તો ત્રણેક માસ વીત્યા.
આજે શું છે એનું ?

ગામોટ: એમને અહીં જડી આરોગ્યની જડીબુટ્ટી;
એથી આજે છે આરોગ્યનો ઉત્સવ.
શેઠ છે ધનના સરોવર,
ને શેઠાણી હતાં ઘોડદોડનાં રસિયાં.
શેઠાણીના ઘોડાઓ
સરોવરનાં પાણી પી જતા.

જુવાનરો: એમનો જ પેલો સેક્રેટરી કહેતો'તો
કે શેઠાણી છૂટાછેડા લેવાનાં છે.

ગામોટ: શેઠાણી અધિકું ભણેલાં છે ને ?
નવાં છે—બીજવરનાં છે વહુરાણી.
—પણ એ તો જૂની વાત; મુંબઈમાંની.
વહી ગયાં એ મ્હડેલાં પૂર.
વામનરાવ ગાજી ગાજીને કહેતા
કે સ્રીસ્વાતન્ત્ર્યનો યુગ બેસવાનો છે,
શેઠાણી છૂટાછેડા લેવાનાં છે,
ને મ્હને પરણવાનાં છે.
ઉતરી ગઈ એ પૂરની વેળ.
સાધુકુંજની સાધ્વીના સત્સંગે
રામેરિયામા જડી આરોગ્યની જડીબુટી;
ને મન મળ્યાં શેઠશેઠાણીનાં.
જોયોને ? સાધુકુંજમાં પછી જગન કીધો;
અને રામેરિયાનાં બાળબાળાઓને
આનન્દાવે છે આજ.
આજે છે આરોગ્યનો ઉત્સવ.

પહેલો
ગામજણ: આવ્યાં મહેમાન આરોગ્ય પામી જાય
એ તો ગામરાજીપાની વાત.

બીજો
ગામજણ: રામેરિયું દેશપંકાતું છે પરાપૂર્વથી.
પણ પેલા ક્ય્હાં ? વરરાજા વામનરાવ ?
પેખાતા નથી આરોગ્યઉત્સવમાં.

ગામોટ: ઉંઘમાંથી ઉઠી આવ્યો લાગ છે કોક.
સારૂં ગામ જાણે છે
એનો તું જાગ્યો અત્યહારે અજાણ્યો.
પાછલી રાતના પ્હરોડિયે, મોહિનીને લઈ,
વામનરાવ ગયા મુંબઈ;
સ્ત્રીસ્વાતન્ત્ર્યનો યુગ ઉજવવાને.

જુવાનડો: શેઠાણી નહિ તો છાયાશેઠાણી.

ગામોટ: માનવી સૌન્દર્યતરસ્યું છે સદા.
આજે છે આરોગ્યનો ઉત્સવ;
ને સાધ્વીશિષ્યા શેઠાણીએ કીધી છે
રામનવમીની સીતાનવમી.

( ફૂલમંડળીના માંડવામાથી બાળાઓ એવે ગામ ચોકમાં પધારે છે, ને લોકમેદનીને મધ્યદેશેથી એમનું ગીત ગામ ઉપર ઢોળાય છે. વટોળઉછાળેલું સરોવર શાન્ત થાય એવી લોકમેદની સહસા શાન્ત પડે છે, જાણે મોનધારી આભ ઉતારીને પાથર્યો ! )

ગામબાળાઓ:

રાજને આગણિયે ગોરી ગરબે રમવાં આવ્યાં જો !
પાટણના પરધાને અમને 'બ્હેન' કહી બોલાવ્યાં જો !

( આ એક ચરણ પ્રાચીન )

ચન્દ્રે જોયું, સૂરજે સાંભળ્યું, સાંભળ્યું મા ને બાપ જો !
તે દીનાં નગરી ને દેશનાં ઉઘડિયાં કમાડ જો !

ગોરી તો ગરબે ઘૂમે, ને અંગે તેજનાં ચીર જો !
તારલિયે વધાવ્યાં અમને, જનતા છે અમ વીર જો !
અનલોનાં દુંદુભી વાગે, ને ચોકમાં ચન્દરવા જો!
વીરને આંગણિયે બ્હેનબા ગરબે રમવા આવ્યાં જો !

( ગામચોકમા ગામલોક માતું-સમાતું નહી એવી ભરતી ઉભરાતી.
ફૂલમંડળીના પાટે પોપચા પ્રશ્નો પૂછે છે, ફરકતા અંગો અધીરપ દાખવે છે, કોકને મુખડે આશંકાના ઓળા પડે છે. અન્તે ગામશેઠના મુખમાંથી સૌના હૈયામાનો પ્રશ્નબોલ નિર્ઝરે છે. )

**ગામશેઠ:** બાળાઓનો ઉત્સવ છે,
ને મ્હેતીજી નથી પેખાતા કંઇ ?

**કડી વિદ્યાર્થિણી:** આ કાગળ મૂકતાં ગયાં છે.

**ગામશેઠ:** જોઉં; શેનો છે કાગળ ?

( મોતીના દાણા જેવા અક્ષરમાં બે વાકયો લખેલા હતા )

'મ્હારાં લગ્ન છે આજ,
એટલે જાઉં છું.
મ્હારૂં રાજીનામું સ્વીકારશો.'

( આખો મીંચાય એમ ગામશેઠની મતિ મીંચાઇ જાય છે. એક પોપચે જઈ બુદ્ધિ અથડાય છે, ને કહે છે 'લગ્ન કાજે રાજીનામાની ના કેમ પડાય ?' બીજે પોપચે જઇ બુદ્ધિ પછડાય છે કે 'ઉત્સવની તિથિએ જ રાજીનામું ?
દ્વિધા દિલને ઉત્તર જડતો નથી.

( કુસુમંડલીમાંથી હરિણીવેગે વસન્તબા આવે છે. વજાંગ કને જઈને )

વસન્તબાઃ પપ્પાએ કહ્યું છે–

ગામોટઃ ધીરાં થાવ; શ્વાસ ચ્હડશે.
પૂછું ? માઠું ન લાગે તો પૂછું:
ત્હમે ગુજરાતણ કે અંગ્રેજણ ?

વસન્તબાઃ એ તો ઉઘાડું છે અજવાળાં જેવું.
મ્હને પરદેશણ કેમ કહો છો ?

ગામોટઃ કેટલાંક અજવાળાં પોપચાં મીંચાવે છે.
વ્હલોણું આવડે છે વ્હલોવતાં ?–વ્હલોણું ?
(સ્વગત) ગરીબનાં ઘર શાં માંડશે આ ?
(પ્રાસન) રિસામણાં રમવાનાં નથી
આપણે પરદેશીઓ શું.
એમાં યે ગુણવન્તા છે;
ગુણ લેજો–દેજો.
પણ ઇંગ્રેજોનાં બાળકો 'બાપા' બોલતાં થાય
ત્હારે સુખેથી ત્હમે યે કહેજો પપ્પા.

દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

( કુલકોરમની લહરી આવે એવી ધીરી ગીતમહરી એવે આઘેથી આવે છે; ને પાછળ પાછળ મેઘાડંબરની ઝાલરમાંથી વીજલતા ઝબકે એમ બોલપરવાડેથી વીજળી આવે છે. )

**વીજળી:** આંગણુતળાવડીની પાળે
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

**વજ્રાંગ:** ( લોકભેદનીને માથે મેઘ ગાજે એમ ગાજતો )
આવી–આવી અન્ધારે ઉડનારી;
થયા વીજળવેલના ઝબકાર.

**વીજળી:** મેઘશ્યામ અંગ, ઉપર પરિધાન તેજનાં;
દિશાઓની પાર જોતી ચાલે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

ન્હોતી એ કોકિલા, કે ન્હોતી એ સારિકા;
મયૂરીની મીઠપેથી બોલે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.
અગોચર દેશની અગમ્ય કો કેકાવલિ,
પ્રારબ્ધની પાંખડી શી, ખોલે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

કીકીનાં કિરણ અન્તરિક્ષને ઓળંગીને
વાદળીની વાતો વાંચી લાવે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.
મીટ સંહી કેડીઓ ને મારગોને પી જતી,
આકાશ આંખમાં સમાવે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

દેવપાંખ સમી એને કુંપળો છાયા કરે;
ફૂલડાં સુગન્ધ ઢોળી લાડે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે

ઓશરી ને ઓરડો, વિશાળ નગરચોકમાં,
બધે બ્રહ્મપગલીઓ પાડે;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

દુનિયાની દીવડી શી ઝીણું ઝીણું ઝગમગે;
ભાવીના થાળ ઉરમાં ભરી;
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.
જગતની જ્યોત ! જગઅજવાળણુ તારશા
પૂરજો મનોરથો શ્રી હરિ,
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.

આંગણુતળાવડીની પાળે
કે દીઠી મ્હેં તો બ્રહ્મચારિણી રે.
આંગણુતળાવડીની પાળે—

( મ્હડતી વાદળીની ધીરમ ઝીણ પગલીએ વીજળી, મૌને વન્દતી ને સૌનાં વન્દન ઝીલતી, કુંજમંડપોને મધ્યભાગે જાય છે ત્યાંને મયૂરીને ઉગાડનારે મામમોરલા વજ્રાંગને પૂછે છે. )

વીજળી: શું છે ? વજ્રાંગ !
કેમ દીસે છે બધું
શિવમન્દિરના ખંડેર સમું ?

વજ્રાંગ: ગોવાળજુવાનિયાનાં ઔષધ જ છે સૂનાં
મહેનીજીએ રાજીનામું આપ્યું છે,
ને ગયાં પુનર્લગ્ન કરવાને
સાધ્વીજી થયાં છો; મહેનીજી ગયાં ?

**વીજળી:** ચાલો; ખંડેરનાં કરિયે મન્દિર.

( સમારંભનું સુકાન હાથમાં લેવાને વીજળી ને વજાંગ જાય છે.

( ઉદાસ વદને ગામશેઠનો વાણોતર આવે છે. શેઠને એક કાગળિયો પાછો આપતાં આપતાં )

**વાણોતર:** કોઈએ ન પારખ્યો આને.
કહે કોઈ શરાફનો નથી.

**વસન્તબા:** ( સાંભળીને ) બેન્કનો ચેક છે અમારો.
બાએ કહ્યું છે બાળાઓને વહેંચજો.

**વાણોતર:** ( હાવકાબથી ) બેંકે આડત બાંધી નથી અંહી.

( કંઇક મુંઝવણ આઘેથી જોઇ, કને જઇને )

**તારણહાર:** મુંઝાશો મા, વસન્તબા !
બાળાઓને વ્હેંચવાનો છે ને ?
સહી ચે નહિ; શેઠના બોલે
માગ્યા રૂપિયા આપશે રામેરિયું.
કેટલાક જોઇશે ?

**વસન્તબા:** બાએ બસ્સેં કહ્યા છે.

**તારણહાર:** જોબન પગી છે ને ?
બસ્સેં રૂપિયા આપશો વસન્તબાને ?

**જોબન પગી:** ઓવારણાં લઇ હવે તો રામેરિયું
પડતો બોલ ઝીલશે વસન્તબાનો.

( પડછન્દકાય જોબન પગી ગામચોરામાં જઇ, રૂપિયા લઈ, આવે છે. વેલીફૂલ જેવડી વસન્તબા-

ની કરપાંખડીઓ ભરી ભરી રૂપિયા આપે છે;
વસન્તબા કુંકુમમાળેકે મૂકે છે. )

જોબન પગી: વીજળબા ! મહેતીજી થયા છો ?
શીખવજો રામેરિયાનું ભણતર
ગામમાં છે માનવી જેટલા દૂઝાણાં;
ને હ્હલોણું હ્હલોવતાં યે
આવડતું નથી ભણેલીઓને.
હ્હલોણું હ્હલોવતાં શીખવજો કે
તારવતાં શીખે સંસારનાં માખણ.
પ્રથમે ઘરનું શીખવો-ઘરનું.
જીંદગીનાં માંખણ તારવે એવું શીખવજો.

વસન્તબા: બાએ કહાવ્યું છે, જોબન પગી !
કે સાધુકુંજની સાધ્વીને શાળા સોંપશો
તો શાળાનું ખર્ચ શેઠ આપશે.

ગામોટ: શુભ હો સહુનું.
સાધુકુંજની સાધ્વીને ન્હોતરો.
દાનવીરો યે શહેરોમાં વસે છે.
રામેરિયાએ શેઠશેઠાણીને આરોગ્ય બક્ષ્યું;
શેઠશેઠાણીએ આરોગ્ય બક્ષ્યું શાળાને.
પાપપુણ્યની આપલેનો દુનિયાં ચોરો છે.
કલ્યાણ થાવ પુણ્યવન્તાંઓનું

વસન્તબા: ગુર્જર રાજમાતુશ્રી મીનળનો
મ્હેલાવનો ન્યાય ભજવવાનો હતો ને ?

વીજળી: એ હવે આવતે ઉત્સવે
આજ તો મોડાં પાડયાં મહેતીજીએ.

એવી મહારાણી કોક થઇ હશે જગતમાં.
જાવ; વર્ષ જીતનારાંઓને બોલાવો.

( ધતુપટંકાર જેવી વીજળી ગાજે છે. )

**વીજળી:** વસન્તરાણી ગોપિકા ! પધારો.
ઈનામ બક્ષો ને આશીર્વાદ આપો
કે બાળાઓ બને તમ જેવી
આવતી કાલની વસન્તરાણીઓ.

( લોકમેદની વીજળીનો બોલ ઝીલે છે. તાલીનાદનાં વરસતાં ઉમગંફોરાંઓમાં વીજળી ઝબ્કે એવી ઝમકતી ને મલપતી વસન્તરાણી ગોપિકા આવે છે, લોકસિહાસને ઉભે છે. વીજળી નામમાળા બોલે છે, ગોપિકા ઇનામગ્રન્થો ને રૂપાહ્મોરો આપે છે. )

**વજ્રાંગ:** નવા ગ્રન્થોની કથાઓ માંડો
ગામચોકમાં, જૂનાના જેવી;
કે પરખાય કાંચન ને કથીર.

( આસોપાલવનાં તોરણ નીચે આસોપાલવ સમો તારણહાર આવી ઉભે છે. )

**તારણહાર:** ગામલોકની વતી, વીજળબા !
એક પૂછું છું ને એક કહું છું.
રામાયણ રામની કે સીતાની ?

વીજળી: રામાયણ રાજયુવરાજની.

તારણહાર: આજે રામનવમી છે કે સીતાનવમી ?
—અને કહેજો સાધુકુંજની સાધ્વીને
કે શારદ યજ્ઞ માડે રામેરિયામાં.
જ્ઞાનની જ્યોત પ્રગટાવો,
રાત્રીનો દિવસ કરો,
પુસ્તકોનાં પારેવડાં ઉડાવો.
બે વર્ષની અવધ બાંધે છે ગામ;
કોઈ અક્ષરશૂન્ય ન રહે
રામેરિયામાં નર કે નાર
તો ધજાગરા ફરકાવશું–ધજાગરા
અમ રામેરિયાવાસીઓ
સાધુકુંજને શિખરે શિખરે.

( એ શબ્દ ઝીલતાં ગામલોકની બરાીઓ બોલે છે, દુંદુભી વાગે છે, ગામચોકની પૂર્ણિમાની ભરતીની ડોલમડોલ ડોલી રહે છે. પૂર્વમાં ઉગતી પૂર્ણિમાની પગલીએ વીજળી તારણહારની સન્મુખે આવે છે. ઉપર આસોપાલવનાં તોરણો ઝૂલતાં હોય છે )

વીજળી: વન્દું છું, વધાવું છું એ ગામહાકલને.
સાધુકુંજની સાધ્વી વતી કોલ છે, તારણહાર !
આજથી શારદ યજ્ઞ આદરીશું અહીં.
બાળ કે બાળકી, નર કે નાર—

અક્ષરસૂતું કો નહિ રહે રામેરિયામાં.
તારણહાર ! આજે રામનવમી યે છે,
ને સીતાનવમી યે છે.
સાધુકુંજની સાધ્વી બોલ્યાં છે કે
વાણી ને અર્થ સમાં
સંલગ્ન છે એ દંપતીદેવ.
સીતારામને અળગાં પાડનારો
જન્મ્યો નથી કો માઇનો પૂત.
રાવણ જન્મ્યો'તો ને રોળાયો રણમાં.
સુણજો, ગઢબેઠા રામેરિયાના પૂર્વજો !
ઘરઘરમાં સ્થપાશે સીતારામ,
ને દિલદિલમાં વિરાજશે એ દામ્પત્યદેવ.

ગામબાળાઓ ! ગાવ
રામનવમીનો એ વિદાયબોલ.

( સીતાર, નરઘાં, બંસી, સારંગી, જળતરંગ, પંચેન્દ્રિયો સમો પચનાદી શુદ્ધ સંગીતશબ્દ બોલે છે. મહીં ગામબાળાઓનો કોકિલબોલ સંગમ પામે છે. એમ વૃન્દવાદન જામે છે. )

ગામબાળાઓ: ધીમેથી બોલજો એ બોલ,
હો મીઠો મીઠો
ધીમેથી બોલજો એ બોલ,

ફૂલના પરાગ સમો,
હૈયાના રાગ સમો,

બોલે જ્યમ ચન્દ્રિકા મદબોલ;
એવા મીઠા મીઠા
ધીમેથી બોલજો એ બોલ

ધીમેથી બોલજો એ બોલ,
હો મીઠા મીઠા
ધીમેથી બોલજો એ બોલ.

( ઉર્ધ્વબાહુ, કો ગજર્ષિ સમો, પ્રાર્થના ને આશી
ર્વાદની ભુજવેલડ ઉછાળીને )

તારણહાર: सर्वे न. सुखिनो सन्तु, सर्वे सन्तु निरामय.,
આત્મા આભવિશાળો થાવ,
અને આભ ધરતીમાં ઉતરો !

# અંક પાંચમો

## અક્ષયતૃતિયાના વનહિન્ડોળા

——:x:——

( રાત્રીનો છેલ્લો પ્રહર ઉતરતો હોય છે. વૈશાખી પ્રભાતની શીતળ, સુકુમાર, મુગ્ધામુખની લજ્જા લહરીઓના જેવી, અનિલલહરીઓ આવે છે. પ્રાચીમુખડે પીયળ હજી પડી નથી. અજવાળાંની આછી–અતિ આછી ઝલક ત્ય્હાં ઉગતી હોય છે. સરોવર ને આંબાવાડિયું પ્રાત શાન્તિમાં સુતાં છે. ત્ય્હાં ગામદિશેથી પર્ણશાળાની ભૂશિરે દીપમાળા આવતી દેખાય છે. દીપમાળામાંથી તેજકિરણો સ્ફુરે છે, તેમ દીપમાળા નીચેથી ગીતકિરણો ચોમેર સ્ફુરે છે. )

દીવડા રે ! દિલડોલાવણહાર છો;
નયણાંનો તેજઅંબાર છો;
દીવડા રે ! દિલડોલાવણહાર છો.

( ઓઢણીની ચ્હોડમાં નાવદીવડો લઈને આશા ભૂશિરને ધાટપગથિયે ઉતરે છે; જળની ઉર્મિઓમા નિજ ઉર્મિદીવડો પધરાવે છે, પ્રણમે છે )

**આશા:** લહેરખડે રમો છો, જળલહરીઓ !
એવું રમાડજો મ્હારા રતનદીવડાને.

( પાએક માર્ગ દીપકનાવ બાણ જેવું સિદ્ધું સંચરે છે. અને પછી ઉત્તરાખડની વાયુલહરી આવી શઢમા પૂરાઇ નાવડાનો દિશાપલટો કરે છે, ને આશાની દીપકનાવડીનું સુકાન સોમેશ્વરિયાના સાવજધરા ભણી વાળે છે )

**ગોપિકા:** આશા ! આરે જઇ બેઠી હો !
પૃથ્વી મ્હોટી છે, પણ લીંબુ જેવડી.
વીજળ ! લાવ ત્હારો દિલદીવડો.

( વીજળી જળઆરે ઉતરે છે. વીજળીના દીપકનાવને ઇન્દ્રવર્ણી ઝાલરનો શઢ છે, દેહરંગ વીજરંગે રંગેલો છે દીપકદેવને નમન નમી વીજળવેલ સરોવરને સોપે છે પગરણમા જ દક્ષિણના મલય વાયુ વાય છે, ને સાધુકુંજની અખાતગુફામાં વીજળના દીપકનાવને લઇ જઈને મૂકે છે )

**કેસર:** વીજળી ઉડે તે આભ ઓળગે.
વીજળીના ઇન્દ્રધનુષ્યો
જઇ બેઠા વૈરાગ્યને આરે.

ગોપિકા: સાધુકુંજમાં ચે દીવા કરશે વીજળવેલ,
આજે છે વસન્તની છેલ્લી તિથિ;
વર્ષભરનાં હૈયાં ભરી લ્યો વસન્તલક્ષ્મીથી.
રામેરિયામાં દીવડા તરતા મૂકો,
ને વાંચો સૌસૌનાં ભાગ્ય.
ગાવ, ગૌરીઓ ! વસન્તદીવડાનું ગીત.

(સરોવરપાળને પગથિયે–પગથિયેથી ડોલન્તાં દીપકનાવ જળલહરીઓમાં ઉતરે છે, ને જળઝૂલન્તાં વિચરે છે. પૂર્વમાં ચન્દનીઝાંખાં અજવાળાં ઉગે છે કેસર ને ડોલરની સહિયરબેલડી ગવરાવે છે, રામેરિયાનો યુવતિસંઘ દીપકદેવનું વિદાયગીત ગાય છે.)

કેસર ને ડોલર: દીપકદેવ ! જાજો અગમ્યને દેશ.
હો ! કુંકુમ છાંટું, આપજો શુભના સન્દેશ;
હો વારી જાઉં, અન્ધારે કરજો ઉજેશ:
દીપકદેવ ! જાજો અગમ્યને દેશ.

ડોલતો ડોલતો તારલો આવે, ને અજવાળે ઘેરાં આકાશ;
તેજની કલગીએ ડોલન્તા આવજો,
ઉજળજો ઉરની આશ:
દીપકદેવ ! જાજો અગમ્યને દેશ.
હો નયન વધાવું, પ્રેમથી પૂજજો પ્રાણેશ;
દીપક દેવ ! જાજો અગમ્યને દેશ.

આંબલે મ્હોર, ફૂલકયારીએ ફૂલડું, આત્મામાં આતમરામ,
દેહમાં આંખડી, એવા દીપકજી ! છે

સુન્દરવર મ્હારા સ્યામઃ
દીપકદેવ ! જાજો અગમ્યને દેશ.
હો મુગટે માંડું, રસથી રીઝવજો રસેશ;
દીપકદેવ ! જાજો અગમ્યને દેશ.

( આમ્રઘટાએ આમ્રમજરીઓના ઝૂમખા ઝૂલે એવા દીપકઝૂમખાં સરોવરિયે ઝોલા ખાતાં વિચરે છે, જાણે ગગનમડળમાંના નક્ષત્રો ને રાશીઓ જળની અગમ્યતામાં તરવાન્હાવાને સરોવર પગથારે ઉતર્યાં ! )

ગોપિકાઃ મીઠડા છે આજના વિધાત્રીના બોલ.
ઘણાખરાંના અક્ષયપાત્ર
અક્ષયતૃતિયા ભરશે આજ

( ઉગતી ઉષાની કેસરટશેરો પૂર્વમા પ્રગટે છે. સરોવરના જળપલવટમા પણ કુદરતનો કલાસ્વામી એ આભરેખાઓ ચીતરે છે અણચિન્તવી એવે ગોપિકાની આખડી ફરકે છે, ને વસન્તરાણી ટહૂકી ઉઠે છે )

ગોપિકાઃ જૂવો, જૂવો-બ્હેણ, આરસઓટે !
આરસઓટે ફૂવારા ફૂટયા;
પાછળ ગગનમડળમા ફૂટે છે એવા !

( એ સુન્દરીટહૂકે સુન્દરીલીલા જોવાને આવેલા
રામેરિયાના પુરુષમંડળની આંખડીઓ ચમકે છે. )

**વજાંગ:** હા સાચે જ ને; પે–એલા આરસઓટે !
અહલ્યાઓ ! શું હશે એ ?
સૂરજદેવતા વધાવે છે એને.

**ગામોટ:** એ તો છે આંબાવાડિયાનો અડબંગ.

**વજાંગ:** પણુ કોદાળા શાના ઉછાળે છે ?
શારડી શેની ફેરવે છે ?
ધરતીનું હૈયું કોરે છે જાણે.

**ગામોટ:** પરભાત સાથે વાતો કરે છે.
હમણેરાક આરસઓટે તર્યા છો ?
ત્રણેક માસથી શિલાઓ ઉથલાવે છે,
કોદાળી ઉછાળે છે,
ને ધરતીનું હૈયું કોરે છે.
અમસ્તો નથી કહ્યો અડબંગ.

**વજાંગ:** પણુ આ ફૂવારા શેના ફૂટ્યા ?
જાણે જળના ઝવારા ઉગ્યા !

( સૂર્યબીંબમાથી કિરણો ફૂટે એવા આરસઓટા-
માંથી જળફૂવારા ફૂટી રહ્યા છે; દિશાદિશામાં
એનાં ફોરાં ઉડે છે. જળની શેડો બ્હામ બ્હામ
ઉછળે છે.
ટહેલતા ટહેલતા જેમન પગી આવે છે. જળ-
ફૂવારાઓને જોઇને )

જોબન પગી· અવ્યો ! પાતાળ ફોડયા—પાતાળ,
તારણહારે પાતાળ ફોડયા
જૂવો, ઉછળે છે પાતાળધારાઓ.
ગામને ક્યારે ક્યારે જળ સીંચાશે,
ખેતરે ખેતરે ધોરિયા વહેશે હવે

(રામેરિયાના જોબનજોદ્ધાઓ સરોવરમાં ઝૂમને છે પચ્ચીસ–પચ્ચાસ તરતા તરતા, આકડોઃ નાવડાં લઇને, એમ રામેરિયાનો યૌવનસઘ આર સઓટાનો કૌતુકભંડાર પારખવાને જળમાં ઝંપલાવે છે)

આશા ગોપિકા ! ત્હારા દીવડાની એ જ્યોત.
તરતો તરતો ત્હારો અખંડદીવડો
ગયો આરસઓટાના પાળપગથિયે,
ને ફોડયા આ પાતાળફુવારા.

ગોપિકા રામેરિયાના બડભાગ ઉઘડયા.
મેહુલા જેવા ભર્યા ભર્યા રહેશે
રામેરિયાના મીઠા જળના ધરાઓ
ધરતી ધરાઇને પીશે, મીઠી થશે
આઠે દિશે ઉગશે આબાવાડિયા.

અઢળક ફૂલડાં વેલીઓ આપશે,
ફળના ઢગલાઓ.
ગગનમ ઘેરઘેર તોરણ બન્ધાશે.

કેસર: કોઠારના કોઠલા છલકાશે
ગોરસ ને પંચામૃતથી.
જળધારાઓ જેવા ઝવારાઓની
ખેતરે ખેતરે ઉઘડશે સોનાકળીઓ.

ગામોટ: એક લેતા હતા ત્હાં હવે
ચાર માગી લેજો ધરતી માતા કનેથી.
ધરતી માતાના છે અખેપાત્ર.
આશાપૂરીએ આશા પૂરી.

જોબન પગી: રામેરિયું નવે અવતાર આવ્યું.

(મોખરે તારણહારની તરણી, પાછળ રામેરિયાની ગામતરણીઓ, અને મગરમચ્છો જેવા ચોમેર વ્હામ ભરતા રામેરિયાના જોબનજોદ્ધા; એમ સરોવરમંડળ આંબાવાડિયાના આરા ભણી આવે છે. ઘડીએ ઘડીએ જળમંડળ જળછાલકોની ધારાઓ અને કરાઓથી તારણહારને અભિષેકે છે.)

વજાંગ: (સરોવરપગથિયે સ્હામો જઇ, પાળે ઉતારી, હૈયે હૈયું ભેટીને)
જય આશાપૂરીનો! સજ્જન કીધો.
પાતાળપાણી આણ્યાં-પાતાળપાણી
આપણે પાદર તારણહારે.

ગોપિકા: ગામબાળાઓ ઓવારણાં લેશે
એ ધરણીના ધારણહારનાં,
એ તરણીના તારણહારનાં.

( આંબાવાડિયાના ભૂશિરધારે જળની છાલકો જેવી જનમેદનીની છાલકો ઉછળે છે. યુવતિઓ તારણહારને અક્ષત છાંટે છે, ઓવારણાં લે છે. પર્ણકુટીને આંગણેથી ઝાંઝર ઝમકાવતી, છલંગો ભરતી, હર્ષના તરંગે તરતી વાછડી આવી તારણહારના પગલાંમાં લાડ કરતી લપાતી બેસે છે. )

તારણહાર: જગતની જડીબુટ્ટી જડી.
સહરામાં, બરફનાં રણમાં,
કે ગુજરાતના આંબાવાડિયાંમાં—બધ્ધે
મીઠડાં જળ છે જગતની જડીબુટ્ટી.

ગોપિકા: પૂર્ણાંશે ફળી આજ
વસન્તયજ્ઞની પૂર્ણાહુતિ.
તારણહાર હતા વસન્તયજ્ઞના આચાર્ય.

ગામોટ: ને ગોપિકા હતી શગોરિયાની વસન્તરાણી.

વજાંગ: પ્રથમો પહોર ઉગ્યો.
ગામને તાર્યું તારણહારે.
ચાલો આંબાવાડિયામાં,
અને ઉજવો અક્ષયતૃતિયાનું હિન્ડોળાપર્વ.

જોબન પગી: બોલાયા છો, ને રોજ રહેજો ભીંજેલા
પણ આજ, બદલો હવે.
ગામોટ! બાલાઓની થાળીઓ વીણી લ્યો;
ટગરીઓ ભરો અક્ષતકુંકમની.

ગામોટ: અને આ અખેપાત્ર છે ને કને,
પેલી તારણહારની પર્ણકુટી.

(વસન્તવાયુ વાય ને સરોવરમાંનાં ઉછળતાં ઉર્મિઓ ને તરંગરાજો પાળપથરાતાં ઉછળે, એવા હૈયાવાયુ વાય છે, અને યુવતિવૃન્દની ને યુવકસંઘની હૈયાછાલકો પૃથ્વીપથરાતી ઉછળે છે.

સહુ આંબાવાડિયામાં જાય છે. ઝાંઝર ઝમકાવતી વાછડી આગળ આગળ મારગ દાખવે છે. આંબાવાડિયામાં ડાળે ડાળે વનહિન્ડોળા બાંધેલા છે. નિજનિજનો હિન્ડોળો સહુ ખોટી લે છે.
વડલાના થડ જેવો એક વજ્રાંગ પાછળ સરોવર પાળે ઉભે છે.)

વજ્રાંગ: જૂની દુનિયાં ડૂબી ગઇ ત્હારે,
ને નવી દુનિયાં ઉગી, વજ્રાંગ!
સુન્દરીસંઘની કલગી હતી ગોપકા;
જીવનમાંથી ઝડપાઇ ગઈ એ જયકલગી.
ખાખીનો ખાખચોક છે
આજથી હવે ત્હારૂં વતન, વજ્રાંગ!
દુનિયાં દરિયા જેવી ખારી થઇ.
એ ખારી દુનિયાંને યે મીઠી કરજે.

(પડછાયાની મ્હોટી મ્હોટી છાંગે ને પૃથ્વીનું પાનું ફેરવનારની વજ્રદંડ મુખમુદ્રાએ વજ્રાંગ

(... આંબાવાડિયું ઓળંગીને આધેનાં ઉગતાં અજવાળાઓમાં જાય છે.
ગાતી ગાતી હંસીની ગતિએ કેસર આવે છે.)

કેસરઃ વનમાં હિન્ડોળા બાંધિયા, સખિ! શ્યામ બોલાવે;
બાંધ્યા છે વડલાની ડાળ,
ગિરધરલાલ બોલાવે. (પ્રાચીન)

ડોલરઃ ત્હારા શ્યામ બોલાવતા હોય
એ વનકુંજે સુખેથી જા;
વધાવશે ત્હને વસન્તભાવે.

(જળલહરીની ધીરી પગલીએ મંદિરએલડી આમ્રપલ્લી ભણી જાય છે. વીજળીની ઉડતીપગલીએ એવે વીજળી સીમ ભણી જતી આવે છે.)

કેસરઃ અલી! ક્ય્હાં ચાલી અત્ય્હારે?
આંબાવાડિયાના હિન્ડોળા મૂકીને?

વીજળીઃ વેશ બદલવાને.

(આંબાવાડિયું વીંધીને પાર પળે છે. જતાં જતાં ગણગણે છે.)

વીજળી મ્હારો સંસાર રોળાઈ ગયો.
શાને લીધા, મ્હારા શ્યામ!
અબોલડા શાને લીધા રે? (પ્રાચીન)

(રૂપમાળાઓ ને અનુનકુંકુમના ધાગ લાગ્યે નાગોર આવે છે.)

ગામોટ: માળાઓ પહેરાવીશું,
અક્ષતકુંકુમે વધાવીશું,
સીતારામના આશીર્વાદ અભિષેકીશું;
એમ ગાન્ધર્વલગ્ને પરણાવીશું આજ.
—આભને ઉથલાવ્યાં તારણહારે.

(જાય છે. મહેલના મોભ જેવા મહાકાય જોમન પગી આંબાવાડિયામાં જતા આવે છે.)

જોબન પગી: મ્હારે યે માથે છે ભાર
રાજબાપૂએ સોંપેલો.
કહ્યું છે 'આંખઓળગો મા કરતો.'
એવું લાગે છે કે જાણે
મ્હારા મોળીડામાં સીસું ભર્યું ન હોય!
પાછળ પાછળ ફરૂં છું
પડછાયાના જેવો.
સારાંની વાસે સહુ હોય, બાપલા!

(હાથીને ધીરગમ્ભીર પગલે જોમન પગી આંબાવાડિયામાં જાય છે.
ચંપાપાંખડિયાળો સંન્યસ્તસાળુ ઓઢેલી, કરતાલ વગાડતી, બ્રહ્મનૃત્યે નાચતી, આનન્દગીત ગાતી ગાતી, ચંપાપાખડી સરિખડી, વનમાંથી એક સંન્યાસિણી આવે છે.)

ચંપેરી ચીર મ્હારે અંગે મ્હડે, હું તો સંન્યાસિણી;
મંહી પૂરેલ કુંકુમના થાળ; રહો ય હું તો સંન્યાસિણી.

ભસ્મત્રીપુંડ્રરેખ ભાલમાં, હું તો સંન્યાસિણી;
મંહી કેસરની ટીલડી રસાળ; હો ય હું તો સંન્યાસિણી.

એક અદ્વૈતનાં તપ તપું, હું તો સંન્યાસિણી;
મ્હારે મધુરા શા દર્શનનાકોડ; હો ય હું તો સંન્યાસિણી.
હૈયે અખંડ મ્હારે દીવડો, હું તો સંન્યાસિણી;
જગે વિચરૂં એ જ્યોતિએ સજોડ; હો ય હું તો સંન્યાસિણી.

આશા-નિરાશા મ્હેં છાંડિયાં, હું તો સંન્યાસિણી;
આંખ શોધે સૂની વનવાટ; હો ય હું તો સંન્યાસિણી.
ધૂણી ધખે દેહમઢૂલીએ, હું તો સંન્યાસિણી;
આંખું ઉભી એકાકી રાજઘાટ; હો ય હું તો સંન્યાસિણી.

કન્થા ધરી મ્હારા કન્થની, હું તો સંન્યાસિણી;
મ્હારે અંગઅંગ ઉઘડે સંસાર; હો ય હું તો સંન્યાસિણી.
જાપ જપું મ્હારા શ્યામના, હું તો સંન્યાસિણી;
એના પડઘા ઝીલે નરનાર; હો ય હું તો સંન્યાસિણી.

ડોલર: અરે! આ તો વીજળી!
સંન્યાસિણીવેશે પાછી આવી.

(રામેરિયાનો સકળ સમાજ સંન્યાસિણીને ઓળખે છે.)

વીજળી: સરોવરની પાળે સાધ્વી ઉભાં'તાં,
ને નિહાળતાં'તાં આપણી વનલીલા.
પ્રભાતના પહોરથી ઉભાં'તાં ત્ય્હાં.
એમણે દીઠી મ્હને વગડે જતી.

ઝડપ ઝડપી, જાણે સિંહણે હરણીને;
જોગિયો ફ્હેરાવ્યો; પાછી વાળી; કહ્યું કે
વૈરાગ્ય ઓઢી ઉત્સવને જીતી આવ.

કેસરઃ વીજળ ! વનવનને દઝાડતી
તે ત્હારી અગ્નિઝાળે ત્હને દઝાડી.

વીજળીઃ હું દાઝતી નથી આ ચંપાસાડીએ.
સૂરજને સૂર્યતેજ દઝાડતાં હોય
તો મ્હને દઝાડે આ ચંપાપાંખડીઓ.
મ્હારે ચે સ્હવાર પડયાં,
ને સ્હવારરંગીલો ઓઢયો આ સાળુડો.
હું જાગી ગઇ સ્વપ્નામાંથી,
ને થઇ સાધુકુંજની સાધ્વી.

ગોપિકાઃ હા, વીજળબા ! હા.
વીજળી પડયે પાતાળ ઝાલે એને.
તું ઝાડને શિખરે બેસતી,
તું આભ ભેદીને ઉડતી.
ત્હને ઝાલવા જતા, ત્હેમના હાથ દાઝતા.
સાધુકુંજ સોહામણી કીધી ત્હેં.

કેસરઃ સંસાર ન આપે દિલના દેવ,
ત્ય્હારે પામરો શોધે છે પાપમાં,
ને સાધુઓ શોધે છે સાધુકુંજે

નિજનિજના દિલના દેત
ડોલર ! ગા પેલું લોકગીત:
' કુળને ઝરૂખે મોરલો નથી ' એ.
વસન્તગીતને ઝીલજો, વસન્તપુત્રીઓ !

ડોલર: તું થાય નણંદબા,
ને સૂરમાં સૂર પૂરાવે તો

( કેમર ને ડોલર ગવરાવે છે, ને નિજનિજને વન હિન્ડોળે હીંચકતી વસન્તપુત્રીઓ જીવનવસન્તની અધૂરપનું શોકછાયાનું વસન્તગીત ઝીલે છે સૌની આંખડીઓ આપે-આપેનું નિહાળતી હોય છે. )

આજે વસન્તની પૂર્ણિમા, નણંદબા !
જગત થયું ઝાકઝમાળ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખડે.
પૃથ્વીના પીમળો પાંગર્યાં, નણંદબા !
ઉતર્યાં કંઇ આળપંપાળ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખડે

કારતક આવ્યો ને પોઢાં ખેલવ્યાં, નણંદબા !
લાગ્યા સંસારિયાના બાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખડે.
સુંબઇનાં કામણ કારમાં, નણંદબા !
સુંબઇની વરણાગી નાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખડે.

વડલાની ડાળ પેલી જળ ઝૂલે, નણંદબા !
નીચે માતાના દ્વાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
ઉજળી હેલે રૂપ નિરખ્યાં, નણંદબા !
ઘડુલો ભરાતો ધીરી ધાર રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
ઉંચેરી ડાળે આવી બેસતો, નણંદબા !
મધુરી વાતો વસન્તવેણુ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
દુનિયાં સરોવરે ડોલતી, નણંદબા !
ડોલતી તમ વીરને નેણુ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
ત્હમે છો ડાહ્યાં ને ડમરાં, નણંદબા !
ધીરજો વીરાને એ ગુણુ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
માણીગર મ્હોડવી પરદેશમાં, નણંદબા !
બાપૂનાં ફેડશે ઋણુ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
રમશું આપણુ રંગફૂદડી, નણંદબા !
ધરશું માથે વસન્તમ્હોડ, રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
આવન્તી પૂર્ણિમા છે ઉજળી, નણંદબા !
પૂરશે રસેશ સોના કોડ રે–એ, રે–એ
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.
નથી આજ કુળનો મોરલો ઝરૂખલે.

( લફૂંડઝન્ધ લંગોટધારી અને કાળી કામળને ગડું ચોરી કરેલી કફનીઓ ઓઢેલા, કાળશિવાઓ સમા, બે ખાખીઓ અહાલકનો શંખનાદ ગજાવતા આવે છે. )

કેસર: વસન્તચોકમાં ભેખ શા આ ?

ખાખીઓ: ( સૌને માથે આશીર્વાદ વરસતા )
વસન્તમંડળને જય સીતારામ.

તારણહાર: ( ખાખચોકના ખાખીને ઓળખી,
પ્રણમી, નમી રહી )
રામેરિયાના લોકકલ્યાણકને
જય સીતારામ.
પધારો; આપ કાંઇ આ અવસરે ?
આજ છે અમારે
અક્ષયતૃતિયાનો વસન્તોત્સવ.

( ખાખચોકના ખાખીને તારણહાર ફરીફેર નામીને પ્રણમે છે; અને અણઓળખ્યા નવતર સંગાથી ભણી દૈવાવેધક શરદષ્ટિ તાણી રહે છે. )

નવતર ખાખી: આજે મ્હારે યે છે જીવનોત્સવ—

તારણહાર: ( પરમ આશ્ચર્યાનન્દથી જાણે જાગેલા જેવા )
કોણ ? વજાંગ ! રામેરિયાનું પુરુષાતન !
દેહદીવડે ન ઓળખ્યો, શબ્દજ્યોતે પારખ્યો.

અહો ઉત્સવઉમંગીલાંઓ !
પધારો ને પ્રણમો આ નવખાખીને.
રમેરિયાના પુરુષાતને વૈરાગ્ય લીધો.

( નિજનિજના વનહિન્ડોળેથી વસન્તઉત્સવિ-
યાંઓ આવે છે, જૂનવાણી ને નવતર ખાખીને
પ્રણમતા ઘેરી ઉભે છે. વજ્રાંગને તારણહાર
સાષ્ટાંગ દંડવત કરે છે. વજ્રાંગ તારણહારને ઉઠાડે
છે; હૈયા શું હૈયું ચાંપી તારણહાર વજ્રાંગને ભેટે
છે, બથમાં લે છે. )

તારણહાર: મ્હારે યે કોડ છે વૈરાગ્યના;
પણ વણમ્હોર્યા ને વણપાંગર્યા.
તુજથી નથી બન્યું તે કીધું ત્હેં;
સર્પની કાંચળી પેરે સંસારને પરિત્યાગ્યો.

આખચોકના } શા છે અધૂરા ત્હમારા
ખાખી: } આ દેશવાત્સલ્યના ભેખ ?

પર્વત: પણ વજ્રાંગ ! જા, ભલા !
ભેખ ઓઢ્યો ? દુનિયાંથી હાર્યો ?

તારણહાર: વજ્રાંગે દુનિયાંને જીતી;
વસુન્ધરાના વસૂઓને ઠેશે માર્યા.

વજ્રાંગ: બ્રહ્માંડ બ્રહ્મની ખાખ છે,

પૃથ્વીવાસીઓની પૃથ્વી ધૂળ છે;
મ્હોરેલું પ્રફુલ્લેલું મનુષ્યપ્રાણી યે
અન્તે છે ચિતામાંની ખાખ.
સૌ અન્તે ઓઢે છે
એ મ્હેં આજ ઓઢ્યું.

ખાખચોકના સારો સંસાર છે ખાખનું સિંહાસન;
ખાખી અને લેખધારી વજાંગ છે
પટ્ટાભિષેકી યુવરાજ
એ ખાખચોકના સિંહાસનનો.

( તારણહાર ભણી વળીને )

રાજયુવરાજ !—

( વીજળીના કાટકા જેવો એ બોલ લોકમેદનીમાં ગાજે છે. )

રાજયુવરાજ ! વજાંગ છે,
વમરોખો, ખાખચોકનો યુવરાજ.

( સિંહ ગાજે ને વન રોલે, એમ ખાખચોકના ખાખીના બોલે લોકમેદનીનું વન રોલે છે. )

રાજયુવરાજ ( ગુરુચેલાની ચરણવન્દના લેતાં લેતા )
ત્ય્હારે આપે ઓળખ્યો મ્હને
હું તો છુ પ્રજાપૂણ્યની રજ

( તારણહારના બોને કેટલાકની આંખોમા તેજ મ્હડે છે, કેટલાકની અંગુલિઓ અધરે અડે છે કેટલાકને વને લજ્જાના શેરડા પડે છે )

ખાખચોકના પ્રજામા પુણ્ય વાવે છે.
ખાખી કલ્યાણ છે સદા એ રાજકુંવર્નુ
પ્રથમ જ મેળાવે પ્રણામ કીધા
ત્ય્હારે જ અણુસારે ઓળખ્યા'તા
કે છે કોક રાજવંશીના નમન

પર્વત ( આવી રાજયુવરાજની ચરણવન્દના લેતા લેતા લોકમેદનીને )
આવો, વન્દો, વધાવો,
આ તો છે આપણા રાજયુવરાજ
આવતી કાલના રાજવીને
આજે ઓળખ્યા યે નહિ આપણે
હળ ખેડાવ્યા, કોદળા ઉછળાવ્યા,
ધરતી ખોદાવી, કૂવા ગળાવ્યા,
રાજવંશીએ ખેડુત શી ખેતી કીધી,
અડબંગ કહ્યા—આણાવાડિયાના અડબંગ
ઓળખ્યો જ નહિ આ યુગસ્રષ્ટાને
આવો, અને પગમા પડો

( લોકમેદની આવી આવી ચરણવન્દના લે છે: તારણહાર આખીઓની ચરણરજમાં બેય ચરણ ચાંપે છે. )

રાજયુવરાજ: અધિકારીઓ એટલે પ્રજાના ગોવાળ,
ને રાજા એટલે પ્રજાપુણ્યનો દીવડો.
પન્થમાં અજવાળાં પાથરે.
હું તો હજી સ્વપ્નાં સેવું છું,
—પ્રજાનો પુણ્યદીપક થવાનાં સ્વપ્ના
સ્વપ્નાં સાચાં પડે એ સંસાર.
મનોરથોથી ન પૂરાય મનના ચોક
સાંભળજો, પૃથ્વીના રાજવંશીઓ !
આ યુગના ઈતિહાસના કાળબોલ:
પ્રજાનો પુણ્યદીપક થશે જે રાજવંશ,
એ રાજવંશોનાં પુણ્યજ્યોત સિંહાસન
અજરઅમરને અવિચળ તપશે;
પૃથ્વીના માનદંડ હિમાલય સરિખડાં.

( ઉછરંગ પ્રેર્યા ઉઠી રાજયુવરાજ આખીઓની છાયામાં ઉભે છે. )

વિલાસ નહિ; વૈરાગ્ય;
ભોગઉપભોગ નહિ, ત્યાગ;
ઈન્દ્રિયતૃપ્તિ નહિ, સંયમ
એ જ છે પુરુષનું પુરુષાતન,
એ જ છે પરાક્રમીનું પરાક્રમ.

ધન, જોબન, રૂપ, રાજપાટ
એ સૌ છે પ્રારબ્ધના ખેલ.
મનુષ્યનું સ્વોપાર્જીત છે એક મનુષ્યત્વ.
માનવી ! મનુષ્યત્વને ખિલાવ ને માણ.

( રાજધાનીનો રાજકાગળ લઈને જોબન પગી આવે છે, રાજનમન નમી રાજકાગળ યુવરાજના કરકમળે મૂકે છે. )

તારણહાર: ( હસતાં હસતાં ) જોબન પગી !
ત્હમે યે હસશો હવે ?
હતા એવા સાથીડા રહેજો.
આપણે સૌ એક જ પ્રજારથના ઘોડીલા.

જોબન પગી: સિંહનાં બચ્ચાં સિંહ;
રાજબાપૂનો પરિવાર અમારે રાજબાપૂ;
વન્દન વન્દવા જેવો.

તારણહાર: ( મળેલી લોકમેદનીને દાખવીને )
આ સઘળો યે છે રાજબાપૂનો પરિવાર.
પ્રજાપ્રેમના પાયાઓ ઉપર
ઉભાં છે સૌ રાજસિંહાસનો.
પ્રજાજનની વન્દના
એ જ છે સાચી રાજસિંહાસનની વન્દના.

( યુવરાજ રાજલેખ વાંચે છે, વાંચીને બાબીડું ઓના ચરણોમાં ધરે છે. )

ભસ્મધારી ભેખધારીઓ છે
રાજરાજેન્દ્રોના યે ચક્રવર્તીઓ.

**વજ્રાંગ:** ( રાજકાગળ વાંચીને ) આનન્દો,
રામેરિયાના લોકસંઘ ! આનન્દો.
આજે છે વસન્તયજ્ઞની પૂર્ણાહુતિ
આંબાવાડિયું છે તમ અક્ષયપાત્ર
માણજો એ અક્ષયપાત્રના ભંડાર
સૂર્ય ને ચન્દ્ર તપે ત્ય્હાં સુધી.
રામેરિયાને દિશે દિશે આંબાવાડિયાં વાવજો.
રાજધાનીએથી રાજકાગળ આવ્યો છે કે
આબાવાડિયું અમ્મર રહેશે, નહિ કપાય

( એ રાજકોલ સાંભળીને લોકમેદની આનન્દઘેલી થાય છે, ખાખચોકના ખાખીઓ યે વૈરાગ્યભાવ વીસરી ક્ષણેક સંસારભાવી બને છે, લોકઆનન્દે આનન્દે છે. )

**ખાખચોકના ખાખીઓ:** જય આશાપૂરીનો !

( ગોરમ્ભતા આંબાવાડિયાને ભેદી, સરોવરપગથારને ઓળંગી, ગગનમંડળમાં ફંગોળતા ભમી એ પ્રચંડ શબ્દઘોષણા, મંગાથે ગાજતા એક સો દુંદુભીના જેવી, ગાજે છે, અન્તરિક્ષે રમતાં સૂર્યકિરણોને થરથરાવે છે, રાજધાનીએ પરવરે છે. )

વીજળી: ગોપિકા ! વસન્તરાણી રમણે ન્હડી છે;
ગવરાવ ત્હારા જીવનનો રાસ.
રાજધાનીએ જતાં જતાં–છેલ્લે છેલ્લે
આપતી જા રામેરિયાને
ચિરંજીવ વસન્તનો સન્દેશ.

( વીજલતાના પલટાતા ચમકારાઓ જેવાં સંસાર આશ્ચર્યોની પરંપરા નિરખતી મુગ્ધહૃદયા ગોપિકા વંટોળનમી વેલી સમી ઉભી હતી. ગામડાની ગોરી રાજરાણી થાય છે જાણીને તો એના વદનકમળે કૌતુકના કુંકુમકેસર છટાતાં. નવસન્યાસિણીના મેઘપડછન્દવા બોલડે ગોપિકાની ઓસરેલી આત્મશ્રદ્ધાને પાછી ભરતી ન્હડે છે, ને માનધારિણી વસન્તકોકિલા પાછી બોલે છેઃ )

ગોપિકા: સંન્યાસ પ્રેરણા પાય સંસારને,
તો સંસાર સજીવન રહે સદા.
જોગિયાનાં કેસરકિરણોનાં યે
વીજળ ! છે વસન્તના રંગ.
તું યે જીવનની વસન્ત માણુ છ;
ને સહુ યે માણજો સનાતન વસન્ત.

વીજળી: ક્ષણેક થોભજો, વસન્તરસિયાંઓ !
વસન્તની વેલડીઓ આંબાડાળે વિરાજો સૌ.
ગોપિકા ને રાજયુવરાજ,
આશા ને પર્વતરાજ,
ને માલતીમાલતીની આંબાડાળઃ

સજોડિલાં વસન્તસન્તો વિરાજો.
ગામોટ ! કુંકુમ છાંટો, અક્ષતે વધાવો
જુગલજુગલનાં સીતારામને.
અમે અભિષેકશું પુષ્પોના પરિમળો.

ગામોટ: હૈયાની પાંખડીપાંખડીએ વસેલી
વસન્ત દેવીને રમરજો,
ને વસન્તસાક્ષીએ ગાન્ધર્વલગ્ને વરજો
લેજો–દેજો આયુષ્યના કૉલ.

( વસન્તબેલડીઓને ગામોટ અક્ષતે વધાવે છે, વીજળી કુંકુમે વધાવે છે, ખાખીઓ જેમત પગી ગામમંડળી વનફૂલડે વધાવે છે. સૌને હૈયે દામ્પત્ય દેવ સીતારામ આવી વિરાજે છે. )

વીજળી: ગાવ, સહુ ગાવ હવે વસન્તનાં ગીત.
વનમાં ને જનમાં આજે
વસન્ત રાણી રમણે ચ્હડી છે.

(બે રાસમંડળ રચાય છે, એક પુરુષમંડળનું ને બીજું સુન્દરીમંડળનું. નવનવી રંગપ્રતિમાઓ પૂરતી, પૃથ્વીઘેરાવે ફરતા ચન્દ્રમંડળ સમી, સૂર્યમંડળના ગગનઘૂમતા ગ્રહરાજોના જેવી, નાનાવિધ ચિત્રાકૃતિઓ રચતાં એ રાસમંડળ ગોપિકાનું વસન્તગીત ઝીલતાં ઘૂમે છે. રાજયુવરાજ, ખાખચોકના ખાખી, નવકામળધારી વજાગઃ ગમેરિયાના ત્રિકુટાચળ સમા એ માનવશિખરો જનમંડળનો વસન્તરાસ નિહાળતા ઉભે છે. ગોપિકાએ વસન્તરાણીનો ગર્બ ઉપાડ્યો.

ને આંબાવાડિયાના અક્ષયપાત્ર મમા ઘટામંડળમાં સનાતન વસન્તબોલ ટૂંકયો.

ઘૂમતા સૂર્યમંડળ મધ્યે સૂર્યજ્યોત હોય એવી ચંપાપાંખડિયાળી નવસંન્યાસિણી જનમંડળની મધ્યે ઘૂમે છે. )

ગોપિકાઃ આવી–આવી વસન્તની પૂર્ણિમા પ્રભાળી,
વસન્તરાણી રમણે ન્હડી રે લોલ;
બેઠી નવસૃજનની ઋતુ જો ! રસાળી,
વિરાટભાલે પગલી પડી રે લોલ.

વાયા–વાયા સંજીવન ગેહગેહે,
સંસારિયામાં કૂદકી ફરે રે લોલ;
દિલ કેરા રંગ કાંઇ દીપતા દેહે,
કે આભમાં તેજો તરે રે લોલ.

ફૂલડાં ફૂલડાં શું લે–દે તાળી,
અનન્તમાં પડઘા પડે રે લોલ;
દેવસંઘે દુનિયાંમાં દેવઋતુ ઢાળી,
નિશાન એનાં ગગને ન્હડે રે લોલ.

કોકિલા કોકિલાને બોલાવે,
વસન્તની વાતો કરે રે લોલ;
કિરણો કિરણોને ફૂહેણુ કંઇક કહાવે,
ને દેવના સન્દેશા ઝરે રે લોલ.

આવી–આવી વસન્તની પૂર્ણિમા પ્રભાળી,
વસન્તરાણી રમણે ન્હડી રે લોલ,
સૂર્યે નવસૃજનની આંખડી ઉઘાડી,
વિરાટ ભાલે ટીલડી પડી રે લોલ

આવી–આવી વસન્તની પૂર્ણિમા પ્રભાળી,
વસન્ત રાણી રમણે ન્હડી રે લોલ.

( આબાવાડિયાના વસન્તચોકમા પૃથ્વીપાટલે ગ
સર ધોળીઓ પૂરાય છે
ઉછળતી, ઝાંઝર ઝમકાવતી હરખઘેલી, પ્રજાની
પુણ્યવેલની ડાંખળી સમી, વાછડી આવે છે,
હાથેળીમાં શીંગડીઓ ઘસે છે, ચરણે લોચન ઘસે
છે, પગમા આળોટે છે ગોપિકા વાછડીને પુત્રી
પેરે પપાળે છે )

વજાંગ ( આભમાંથી આકાશવાણી થતી હોય એવી ઉદ્-
ઘોષણા કરતો )
આયુષ્યનું એક એક પખવાડિયું
અર્પતા જાવ સહુ આજ
આપણા પ્રજાસેવક રાજયુવરાજને
તારણહારે જીવનપાઠથી શિખવ્યું જગતને કે
રાજવી એટલે પ્રજાનો પુણ્યપુરુષ

❁ ❁ ❁

# ગીતમાળા